તેની ગોયા **નકલ** કીધી હતી. બીજા યજદો કરતાં અવસ્તામાં **મેહેર**ને લડાઇઓમાં વધારે ભાગ લેતો દેખાડયો છે, તેથી પાર્સી પાદશાહે રથોના અનુક્રમમાં બીજાઓ કરતાં તેનેજ મધ્ય જગાએ મુકીને વધારે ઈજજત આપેલી સમજી શકાય છે.

આ ઉપરથી એટલું તો આપણે જોઇ શકીએ છીએ કે, એક વખત ઇરાનીઓમાં ઘણી ઉકંગે યજદોના રથોનાં સરઘસો નિકળયાં હતાં. તાજુબી ભરેલુ એ છે કે આપણા તવારીખમા આ એક જાતની બુતપરસ્તી દાખલ કરનારા તરીકે જે બે નામીચા પાર્સી પાદશાહોના નામો જાહેર હજુર ધર્યા છે, તેઓમાંના એક **જર્કસીસે** યુનાન ઉપરની ગજાવર લશ્કરી ચઢાઇ વેળા તેઓનુ પ્રખ્યાત **ડેલ્ફીનું** મંદિર બાળી નાખ્યુ હતુ અને તેઓના મુખ્ય દેવતા અને દેવી **એપોલો** અને **મીનર્વા** વગેરેની મુર્તીઓને તારાજ કીધી હતી, અને તેજ ચઢાઇ વેળા તેજ પાદશાહે યજદનો **રથ** કાઢવામાં કશી એબ જોઇ નથી! એનાં ગર્ભીત કારણો આપણને દુર શોધવા જવા પડવાનાં નથી. એ કઇજ નહી પણ અવસ્તાનાં કેટલાક ભેદી લખાણોની બેખબરીના માત્ર પરિણામો છે. અવસ્તામાં યજદોના ઘોડા અને રથો વગેરેના વર્ણનો થયલાં છે અને આ રથ ઉપર સવારી કરનારાઓમા મુખ્ય **મેહેર** [2] **સરોશ,** [3] **રશ્નુ,** [4] **બેહેરાંમ** [5] **આદર,** [6] **અર્દ્વીસુર** [7] વગેરે યજદોના નામો મળે છે. વળી તેઓના લડાઇ, લશ્કર અને હથિયારોનાં વર્ણનો કરવામા આવ્યાં છે આ સઘળુ કઇજ નહી પણ અવસ્તાના મહાન કવિઓએ પોતાનુ લખાણ અલંકાર રૂપે લખવાનું પરિણામ છે એવાં લખાણોમાં રહેલા ખરા ભેદના પરદો, શબ્દના બાહારના અર્થથી ઉચકી શકાતો નથી. આ સુંદર અલંકારોનું ખરૂ રહસ્ય પરદા પાછળ છુપાયુ છે અને શબ્દના બાહારના અર્થ ઉપર આધાર રહયો છે. જેથી તેણે પાછળથી બુતપરસ્તીનું રૂપ લીધું છે અને તેથી કેટલાક પાદશાહોએ લડાઇઓ ઉપર જતાં યજદોની આકૃતિઓ બેસાડી તેઓના રથો કાઢવાનુ શરૂ કીધેલુ જણાય છે. માટે આ **યજદો,** તેઓના ચારઠા અને ઘોડાઓ, લડાઇઓ અને લશ્કરો, લડાઇના હથિયારો અને લશ્કરી **કુચ** વગેરેની હયાં થોડી સમજ આપવાની તજવીજ કરીશુ, અને હાથ ધરેલી બાબદની ખરી રાશ્નીમાં દાખલ થવાની હવેજ આપણે અજમાયેશ કરીશુ. એમાં આપણે જોઇશુ કે અવસ્તાના ઉદમાઓના એ શાયરી લખાણો કાઇજ નહી પણ ખગોળના સાદા અને ગુપ્ત ભેદોનો એક સંગ્રહ છે.

## યજદો-આકાશી હસ્તીઓ.

જરથોસ્તી ધર્મમાં કુદરત ઉપરથી કુદરતના કામીલ કારીગર અહુરમજદની પિછાણ કરવાનું **તત્વ** ભેળાયલુ છે, અને એ ધર્મમા યજદોને તેના એક અગતરીકે સ્વીકારેલા છે તેનો આપણાથી **ઈન્કાર થઇ** શકવાનો નથી. તેઓ આકાશી હસ્તીઓ છે અને એ હસ્તીઓની નિયમિત ગતિને અવસ્તામાં ચોકસ યજદોની આકાશી કુચના ખરો ચિતાર દોરવામાં આવેલો છે. યજદોની એ આકાશી કુચનાં વર્ણનો, આપણને ખગોળનુ સાદુ શિક્ષણ આપે છે. વિદ્વાનો માને છે કે ઇરાની પ્રજા ખગોળ વિદ્યામા પ્રવિણ હતીજ નહીં, પણ જ્યારે યજદોની આકાશી કુચની ખરી સમજ આપવાની ભવિષ્યમાં લાયક કોશેશો થશે ત્યારેજ આગલા ઇરાની ઉદમાઓના એહમની ઉચી કુશળતાનો ખરો અદાજ લઈ શકાશે અને ત્યારેજ કુદરતી વિદ્યાની રોશની જોવાને આપણે ભાગ્યશાળી થઈ શુ. આપણે જાણ્યે છીએ કે **ખુર્શેદ** (સુર્ય) **માહ** (ચંદ્ર) **તીર** (સેતારો) **વનંત** (સેતારો) વગેરે યજદોનાં નામો છે અને એજ યજદો ગ્રહ, ઉપગ્રહ અને સેતારાના નામો છે ખુર્શેદ **રવિ** અને માહ **સોમ** ગ્રહ છે. વળી **બુન્દેહેશન**માં **તીર, બેહેરાંમ, અહુર** (') અને **અનાહિત** યજદોને ગ્રહો તરીકે જાહેર કીધા છે અને તેઓને **તીર, હપ્તોરંઘ, વનંત** અને **સતવસ** નામના સેતારાઓના નક્ષત્રમાં આવેલા જણાવયા છે. એજ યજદોને **દા૦વેસ્ત** અને બીજા વિદ્વાનો **બુધ, મંગળ, બૃહસ્પતિ** અને **શુક્ર** ગ્રહો સાથે સરખાવે છે. વળી અવસ્તાંમાં એઓ સિવાય બીજા યજદોને આકાશમાં કુચ કરતા વર્ણવ્યા

૨ (મે૦ ક૦ ૨૪ વગેરે) ૩ (હા ૫૭ ક૦ ૨૭) ૪ (મે૦ ક૦ ૧૨૬) ૫ (મે૦ ક૦ ૧૨૭) ૬ એજ ૭ (આવા ક) ૧૧

છે. **એઓમાં મુખ્ય મેહેર, સરોશ** વગેરે યજદોની રથમાં થતી આકાશી ગર્દેશના મોજુદ દા છે. આપણે આગળ ચાલતાં સાબેત કરીશું કે **રથ** ઉપર સવાર થનારા કેટલાક યજદો સે ગ્રહોના મુવકકેલો છે અને તેઓનું ચારઠમા ફરવું કંઇજ નહી પણ તેઓની આકાશી નિર્યા છે. એઓમાં **ખુર્શેદ, માહ, તીર, વનંત** વગેરે યજદો આપણી નજરે પડતાં નુરમંદ ... અને એ રૂપોની પેલીમેર તેઓની મુવકેકલ અદીઠ શકિતઓ છે, જેઓને **યજદો** યાને **ખુ** **ફરેસ્તાઓનું** નામ મળ્યું છે. એ મુજબ ચોકસ યજદોને ગર્દેશ લેતી આકાશી હસ્તીઓ, કકેલો તરીકે ઓળખાવવાની આપણે કોશેશ કીધી છે અને એમાં વિદ્યાના સાચાં સિદ્ધાંત ઉપર ય હસ્તીનો પાયો રચાયલો આપણે જોઈ શકીએ છીએ.

## યજદોની ચારઠો—ફરતું આકાશ.

**ઉજબાજાઉશ પઇતિ અમેરેખ્તીમ ક્વ-જસતે ,મથ્રોયો વોઉરૂ ગઓયઓઇતિશ હુચ રઓક્ષનાત ગરો—નમાનાત વાષેમ સ્રીરેમ વવજાનેમ હામો તખ્મેમ વીસ્પો પએસેમ જરનએમ૦**

યાને, ઓહોળા ખેતરવાળો **મેહેર યજદ** રોશન **ગરોન્માન**માંથી નિકળીને, સુદર જડપી, ટકાઉ સપુર્ણ સગારવાળી (આકાશી નુરમદ ગોળાઓના મહિમાવાળી) અને **સોનેરી ગાડી**માં બેસીને અમર્ગી તરફ જાય છે. (મે૦ ફ૦ ૧૨૪.)

હવે આપણે જોઇશું કે અવસ્તાએ વર્ણવેલી યજદોની આ ચારઠો શુ છે? તેઓ કોઈજ નહીં પણ આપણી નજરે પડતું રોશન ગોળાઓથી છવાયલુ આકાશ છે, જેને યજદોના રથનુ અવસ્તાના કવિઓએ અલકારીક રૂપ આપ્યું છે **યશતો**માં **મેહેર, સરોશ, રશનુ, ફ્રવશી, બેહેરાંમ, વયુ (રાંમ,) અનાહિત, ચિશ્ત, દામિ ઉપમન, આદર** અને બીજી યજદી શકિતઓની રથમા થતી આકાશી ગર્દેશનાં વર્ણનો મળે છે. **મેહેર યશતમાં મેહેર** યજદના આકાશી રથનુ આ મુજબ વર્ણન મળે છે.

**મેહેર** ને રથમાં બેસી **અરેજહી** કટીબંધથી **ખનીરથ** કટીબંધ સુધી **રથ્વ્ય ચખ્ર** યાને, નિયમિત ચકરાવો લેતો દેખાડયો છે. આ રથને **મઇન્યુ-હાંમતાશત** એટલે, મીનો સાથે બનાવેલી અથવા મીનોમાં બનાવેલી અને **બેરેજી ચખ્ર** એટલે, ઉચાં ચક્રવાળી ગાડી કહી છે [1] જેને **અએવ ચખ્ર** એટલે, એક પૈડાંવાળી અથવા એક સરખુ ચક્ર લેતી, **જરનએન** એટલે, સોનેરી રગની અને **વીસ્પો બામ** એટલે, તમામ રોશની અકસર આકાશી રોશની અથવા સેતારાઓની રોશની વાળી વર્ણવી છે. [2] આ ગાડીને **સ્તેહર પએસંઘહેમ** એટલે, સેતારાથી શિગાર પામેલી અને **મઇન્યુ તાશતેમ** એટલે, મીનોની અથવા મીનોમા બનાવેલી જાહેર કીથી છે [3]

આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે યજદોની ગાડીની બનાવટમાં લોહોડાં કે લાકડાંની નાશવત વસ્તુઓનો ખપ પડતો નથી, પણ તેમાં ટકાઉ, સગીન અને સદા સજીવન મીનોઇ હસ્તીની રચણા રચાયલી છે વળી તેમાં કોઈ માણુસાઈ કારીગરી કામે લાગેલી જણાતી નથી, પણ તેનો ઘાટ ઘડવા અને "પ્લાન" દોરવામાં પેલાજ કામીલ કારીગર અહુરમજદનો બળવત હાથ કામે લાગેલો જોવામાં આવે છે. અમુક વસ્તુઓને જુદી જુદી ઉપમાઓથી ઓળખાવવાની ઈરાની ઉપમાઓની રૂઢીનો એક અસરકારક દાખલો **જમ્યાદ યશત**માં મળે છે ત્યા પૃથ્વિ અને આકાશને આ મુજબ ઉપમા આપી છે.

**જાંમ ચખ્રેમ કેરેનવાનિ**
**અસ્મનેમ રથેમ કેરેનવાનિ**

યાને, જમીનને હુ ચક્ર બનાવું અને આસ્માનને હું રથ બનાવુ. (ફ૦ ૪૩)

અવસ્તાની મજકુર શાહદત યજદોના રથની આપણને ખુલ્લી સમજ આપે છે. વળી ગાડી માટે વપરાયલાં છેલ્લાં **સ્તેહર પએસંઘહેમ** અને **મઇન્યુ તાશતેમ** એ બે વિશેષણો **ફર્વર્દીન યશતમાં** જયારે ખુદ આકાશ માટે વપરાયલાં મળે છે, [4] ત્યારે રહેજબી શકસુબેહ રેહેતો નથી કે અવસ્તામાં આકાશને યજદોની ગાડીનો અલંકાર અપાયલો છે અને યજદો ગોયા આ આકાશી ગાડીમાં

---

૧ (ફ૦ ૬૭) ૨ (ફ૦ ૧૩૧) ૩ (ફ૦ ૧૪૩) ૪ (ફ૦ ૩)

બેસીને પોતાની અચુક ગતિ લે છે. આકાશને ગાડીનું રૂપ આપવાનાં કારણો સ્વભાવિક છે. એવી કઈ હસ્તકૃત મોજુદ વસ્તુ છે, કે જે ફરતાં આકાશનો આપણને થોડોબી ખ્યાલ આપી શકે. એને માટે વધારે અનુકુલ વસ્તુ તરીકે અવસ્તાના કવિ લેખકે ગાડીને કલ્પી છે. હવે ગાડી પોતે હાલી ચાલી શકે એવી વસ્તુ નથી જેથી તેને ગતિ આપનારૂં કોઇ સાધન હોવુ જોઇએ. અને તેના એક લાયક સાધન લેખે ઘોડો પસંદ કરવામાં આવ્યો છે. જેમ માણુસો ઘોડાને તાબે રાખે છે અને મરજી મુજબ ઘોડે ગાડી બેસી પૃથ્વિપર ફરહર કરે છે તેમ અમુક યજદો, જેઓ સેતારા અને ગૃહોના મુવકકલો છે તેઓ અહુરમજદે ઠરાવેલા કાયદાને તાબે રહી ગેયા ઘોડે ગાડી બેસી આકાશી ગર્દેશ કરે છે અવસ્તામાં **મેહેર, સરોશ, આદર** અને બીજા યજદોને આકાશી **રથ**માં સવાર થઈ લડનાર લડવૈયાઓ તરીકે **રથ એશતારના** એલકાબથી ઓળખાવવાની ત્યાંથી આપણને હવે ખરી સમજ મળે છે. **ઋગ-વેદ**માં સુર્યે મધ્ય આકાશમાં પોતાની **ગાડી** છોડી નાખી અને **ઇંદ્ર સુર્યની ગાડી** ચોરી લેઇ જાય છે અને તેને લાઈલાજ કરે છે, એવાં **સુર્ય દેવતાની ગાડી**નાં વર્ણનો થયલાં મળે છે.

## યજદોનાં ઘોડા—કુદરતી શક્તિઓ.

| | |
|---|---|
| **અહમ્ય વાપ વજાઓન્તે ચથ્વારો અઉ-ર્વન્તો સ્પએતિત હમ ગઓનાઓઘહો મઇન્યશ ખરેથ અનઓષાઓઘહો** | યાને આ **ગાડી**માં સફેદ, એકજ રંગના, ગેબી ખોરાક ખાનારા અને અમર્ગ **ચારઘોડા** (મેહેરનાં) લઇ જાય છે (મે૦ ફ૦ ૧૨૫) |

હવે અવસ્તામાં વર્ણવેલા આ **ચારઘોડા** શુ છે તે આપણે તપાસીશુ અને જોઇશુ કે તેમ કુદરતી શકિતઓને યજદોના ઘોડાઓનુ રૂપ આપવામા આવયુ છે. **યજશનાના ૫૭** મા હામ અને **મેહેર યશતમાં** એ ઘોડાઓના ગુણો આ મુજબ દરશાવેલા મળે છે.

**મઇન્યુશ ખરેથ** એટલે, મીનોઇ ખોરાક ખાનારા અને **અનઓષા ઓઘહો** એટલે અમર્ગ કહ્યા છે. ૨ વળી **મઇન્યવાઓઘહો** એટલે, મીનોને લગતા, **અસય** એટલે, પડછાયો પડે નહી એવા, **મઇનિવંસઘહો** એટલે, મીનોની ઇચ્છા મુજબ ચાલનારા; **(વદ્દાઓઘહો** એટલે, જ્ઞાની, કુદરતના નિયમને અનુસરનારા, **અઉરૂષ** એટલે સફેદ, **રઓક્ષ્ન** એટલે, રોશની જનક અને **ફ્રાદ રેસ્સ** એટલે, ખુબસુત વગેરે ગુણોવાળા વર્ણવયા છે ૩

આ ઉપરથી જણાય છે કે યજદોના ઘોડાઓ ખાકી શરીર ધરાવનારા માંસ, હાડ કે ચાંમ સાથના હોતા નથી, તેઓને પ્રવાહી ક નકકર ખોરાકની જરૂર નથી અને તેઓ મરણને આધીન નથી પણ સદા અમર્ગ છે. અવસ્તામાં યજદોના ઘોડાઓને જે રૂપ આપવામાં આવયુ છે તે ઉપરથી ખુલ્લુ જણાય છે કે તેઓ કુદરતની કોઇ સદા હૈયાત શક્તિઓનાં નામો છે હવે કુદરતની એવી કઇ શકિતઓ હશે કે જેઓને ઘોડાઓનુ રૂપ આપવામા આવયુ છે? એનો એક જાણવા જોગ દાખલો આપણને **આવાં યશત**માંથી મળે છે. ત્યાં **અર્દ્વીસુરના ચારઘોડા**ઓનુ વર્ણન થયલુ છે, એ ઘોડા કુદરતી શકિતઓ છે. તેઓની સખ્યા ચારની છે અને ત્યાં તેઓનાં વિગતવાર નામો આ મુજબ વર્ણવેલાં મળે છે.

| | |
|---|---|
| **'યેંઘહે ચથવારો અર્વાન ૧ હાંમ-તાષત અહુરો મજદાઓ વાતેમ્ચ વારેમ્ચ મએઘેમ્ચ ફ્રયંઘહુમ્ચ** | યાને જેણીના ચાર જવાન ઘોડાઓ તરીકે અહુરમજદે **પવન, વર્ષાદ, વાદળાં** અને **કરાં** બનાવેલા છે (ફ૦ ૧૧૭) |

આ વજનદાર ખુલાસા ઉપરથી જણાય છે કે, યજદોના ઘોડાઓ કોઇજ નહીં પણ કુદરતની શકિતઓ યા સાધનોનાં નામો છે, જેઓને ઘોડાઓનુ માત્ર રૂપ આપવામાં આવ્યું છે. ત્યાં કુદરતમાં બનતા બનાવો દેખાડવામાં આવ્યા છે અને વર્ષાદનુ પાણી ઉત્પન્ન કરવામાં અહુરમજદે મુખ્ય ચાર શકિતઓને મુકરર કરીને કામે લગાડી છે તેને અર્દ્વીસુરના ચાર ઘોડાઓનો અલંકાર આપ્યો છે. એવા ચાર ઘોડા **મહેર**[2] અને **સરોશ**[3] યજદો નાબી જણાવ્યા છે, જેઓ ઉપલા ખુલાસા મુજબ

---

૨ (મે૦ ફ૦ ૧૨૫) ૩ મે૦ ફ૦ ૬૮ તથા હા ૫૭ ફ૦ ૨૭)

૧ ઇયા અરવરન નામે ઘોડાના "અધગ્વગ્ડ" તરીકે મળે છે. જેમ કે 'અસ્પ અરવરન' એટલે, જવાન ઘોડો (ફ૦ ૨૧) ૨ (મે૦ ફ૦ ૬૮), ૩ (હા ૫૭ ફ૦ ૨૭)

ચાર શક્તિઓ યા સાધનોના નામો છે. **મેહેર** (ખુર્શેદ) વગેરેની રોશ્નીને વાતાવરણમાંથી પસાર થઇ પૃથ્વિપર ૫થરાઈ જવામાં કામે લાગેલી કુદરતી શકિતઓ **મેહેર** યજદના ઘોડાઓ છે. યજ-શ્નેના ૫૭ મા હામાં **અસ્પ, વાત, વાર, મએઘ** અ**ને વય** વગેરે કુદરતી પેદાયશો સાથે **સરોશ** યજદના ઘોડાઓનો મુકાબલો કીધેલો મળે છે.[૪] વળી **તીર**[૫] ને **બેહેરાંમ**[૬] યજદોને ખુદ ઘોડાની શિકલમાં કુચ કરતા વર્ણવ્યા છે, જેનું કારણ આકાશી ગોળાઓની ગર્દેશને ઘોડાની તેજ ચાલ, વેગ અને જોશની મિસલ આપવાનું જણાય છે. જેમ **અર્દ્વીસુર અનાહિતા** ચાર ઘોડા જોડેલા રથમાં આકાશી સફર કરેછે તેમજ **અપાંમ-નપાત**ને પાણીથી મુવકકેલ શકિત તરીકે તેજી ઘોડાની ઉપમાં આપીછે[૭] અને તેનું કારણ વીરપેરે વહેતા પાણીના પ્રવાહને ઘોડાનું રૂપ આપવાનુ છે. એજ અલંકાર **ભરતીના ઘોડા** કે **પાણીના ઘોડા** ને નામે ગુજરાતી ભાષામા સાધારણ વપરાતો મળેછે. એજ મુજબ **માહતાબની** સરખામણીમાં **આફતાબની** આપણી નજરે પડતી ઝડપી અને ચપળ ગતીને તેજી ઘોડાની ઉપમા આપીછે[૮] અને **માહતાબની** ધીમી ગતીને ધોરી યા ગાય બળદની ઉપમા આપીછે[૯] વળી **બામદાદની રોશની**ને તેજી ઘોડા (રઓવત-અસ્પ) અને ચાલાક ઘોડા (રેન્જત-અસ્પ) ની ઉપમાઓ આપીછે.[૧૦] આ ઉપરથી આપણે ખુલ્લુ જોઇ શકીએ છીએ કે રોશની જનેક રૂપો યા કુદરતના સાધનોને યજદોના ઘોડાઓની ઉપમાઓ અપાઈ છે. **ઋગ વેદ**માં બામદાદની **દેવી ઉષા**નાં સુદર અને રસીક કવીતાઇ અનેક વર્ણનો થયલાં મળેછે.

## દેવોના ઘોડા-દરૂજી શક્તિઓ.

અવસ્તામાં જેમ યજદોની ભલી શકિતઓને તેમજ દેવ દરૂજોની બુરી શકિતઓને બી ઘોડાના અલંકારો આપેલા મળેછે. **જહાં પેહેલવાન કેરેસાસ્પ**ના જમાનામાં **સનાવિધક** નામના એક ગર્વિષ્ટ અને જબરદસ્ત રાક્ષસે જન્મ લીધો હતો. આ રાક્ષસ હજુ તો બાલ્યાવસ્થામાં હતું તોપણ તે પોતાના જોરપર ઘણુજ મુસ્તાક હતુ. તેના મોટામા આ અલંકારીક શબ્દો મુકવામાં આવ્યા છે કે "હજુ તો હું બાળક છું, પણ જ્યારે હું ભર જવાનીમાં આવીશ ત્યારે આકાશને મારી ગાડી બનાવીશ અને પૃથ્વિને તેનુ પેડુ બનાવીશ અને તેમાં **સપેનામીનો** તથા **ગનામી-નો**ને જોડીને (બે ઘોડાની) ગાડી બનાવીશ. એ બધુ ત્યારેજ હું બજાલાવુ, અગર કેરેસાસ્પ મને મારે નહી. તોપણ આખરે આ તુદ રાક્ષસને તેણે જાનથી બેજાન કીધો હતો."[૧૧] લ્યાં ફરતાં આકાશને **ગાડીની** તથા પૃથ્વિને તેના **પૈંડાં**ની ઉપમા આપી છે અને **સપેનામીનો** (આબાદી બક્ષનારી શકિત) તથા **ગનામીનો** (નાશ કરનારી શક્તિ)ને ઘોડાનું રૂપ આપ્યું છે. વળી દેવબંદ **તેહેમુરસ્પે ગનામીનોને** એક ઘોડાના રૂપમા તાબે કરીને તેની ઉપર **૩૦ વર્ષ** સુધી સવારી કીધી હતી.[૧૨] જેમ એક જાલેમ ઘોડાને માણુસ પોતાના કબ્જામાં રાખે છે તેમ **તેહમુરસ્પે** ગનામીનો ઉપર યાને સઘળી જાતની બદી ઉપર મજબુત કાબુ મેળવ્યો હતો અને પોતાની રઇયતને માણુસાઈ બદીને તાબે કરી અને તે ઉપર ગાલેબ આવીને સુખી થવાનો માર્ગ દેખાડયો હતો. એજ મુજબ**તીર** યજદને જ્યારે સુંદર ઘોડાનુ રૂપ આપ્યું છે ત્યારે તેના હમનબર્દ **અપઓશ** દેવને એક કદરૂપા ઘોડાનું રૂપ આપી કાળો ચિતાર્યો છે.[૧] એ મુજબ યજદી શકિતઓને ખુબસુરત ઘોડાઓનું અને દેવ-દરૂજી શકિતને બદસુરત ઘોડાઓનું રૂપ આપેલું આપણે જોઈ શકીએ છીએ.

## યજદોની લડાઇ-આકાશી બનાવો.

**હાંમ-વાચિત-બાજુશ બરતો સ્પિતમ જરથુશ્ત્ર, તિશ્ત્રયસ્ચ રએવાઓ ખરેનંઘહાઓ દએવસ્ચ યો અપઓષો.**

યાને, અએ જરતોસ્ત ! **તીરયજદ** અને **અપોષ દેવ** એ બંન્ને બાજુઓ મેળવેછે (યુદ્ધ કરેછે)(તીરયશ્ત૦૨૧)

૪ (એજ ક૦ ૨૮) ૫ (તી૦ ક૦૨૦). ૬ (બે૦ ક૦ ૯), ૭ (આ૦ ક૦ ૭૨), ૮ (ખુ૦ યશ્ત). ૯ (માહ યશ્ત). ૧૦ (ગાહેઉશહેન). ૧૧ (જા૦ ક૦ ૪૩-૪૪), ૧૨ (જા૦ ક૦ ૨૯).

૧ તીર ક૦ ૨૧.

આકાશમાં બનતા અદ્દભુત બનાવોને અવસ્તામાં યજદો અને દેવો વચ્ચેના ઝઘડાનું અલંકારીક રૂપ આપ્યું છે. આ આકાશી બનાવોની સીમા હોતી નથી. એઓમાં વર્ષાદ પડવાના એકજ બનાવનું **તીરયશત**માંથી મળતું વર્ણન જોઇશું અને તેમાં એવી લડાઇનો દોરેલો ચિતાર નિહાળીશું. **તીર,** સેતારાના એક મુવક્કેલ યજદનું નામ છે, જે બીજા સેતારા અને ગૃહો માફક આકાશમાં ઠરાવેલી ગર્દેશ કરે છે. ઇરાની સેતારેશનાસોએ સેતારા અને ગૃહોની મુકરર ગતિની ગણત્રીઓ કીધી હતી એટલુંજ નહીં પણ તેઓ આપણી પૃથ્વિ ઉપરની જાનદાર યા નીરજીવ વસ્તુઓ ઉપર પોતાની અસરો ફેલાવે છે, અને તેઓની ગર્દેશથી ઋતુઓમાં ફેરફારો થાય છે, એવું અવલોકન કીધું હતુ. આકાશમાં જેમ કેટલાક સ્થિર તેમજ બાણરૂપી ખરતા તારાઓ (પદાર્થો) છે, એવીબી તેઓને માહીતી હતી. અને આ છેલ્લી કીસમના તારાઓ ઇરાની ઉલ્માઓને તારાઓની ગણત્રીમાં હરકત કરતા જણાયા હતા, જેથી તેઓએ તેને **દુશ્યાર** (વર્ષની ગણત્રીમા હરકત કર્ત્તા) **પરી** (દરૂજી શકિત) અથવા **કીડારૂપી** (પ્રકડીઆ) તારાઓનુ નામ આપ્યું હતુ તેઓના માનવા મુજબ જેઓને હારેમને ખરી ગણત્રી ઉલટાવવાના ઇરાદાથી પેદા કીધી હતી. તેઓ રૂતુઓમાં ફેરફાર દર્શાવનારા તારાઓની વચ્ચે આવવાથી ખરી ગણત્રીમાં ખલલ થતી હતી અને વર્ષ સુકાળનું (હુયાઇર્ય) નિવડશે કે દુષ્કાળનુ (દુજયાઇર્ય) પડશે તેની તેઓને ઇન્તેજારી રહેતી હતી. **તીર** યજદ **વોઉરૂકશ** દર્યા તરફ જ્યારે પોતાનો પેહેલો દેખાવ દેતો ત્યારે તે વર્ષાદ વેહેલો પડવાની આગાહી આપતો હતો.[2] **તીરયજદ** આકાશપર ગરમ ઉનાળામાં પેહેલો દેખાવ દેતા હતો અને જ્યારે તે આકાશમા વધુ વખત દેખાવ દેતો ત્યારે સેતારેશનાસો ગરમી જલદી ખલાસ થઇ પાનખર રૂતુનો વર્ષાદ જલદી પડવાનો વર્તારો કરવામાં શકિતમાન થતા હતા.

**આકાશી જંગ** —આ **તીરયજદ**નો એક હરીફ ઉભો થાય છે, અને ત્યાંથીજ **યજદ** અને **દેવ** વચ્ચેનુ જંગ શરૂ થાય છે. દેવનુ નામ **અપઓશ** છે જેનો અર્થ, પાણીવાળા વાદળાઓને બાળનાર–સુકવી નાખનાર થાય છે. આ ઠકાણે વર્ષાદ પડવામાં હરકત કરનારા, વર્ષાદથી થતી આબાદીમાં આડ આવનારા કારણોને **અપઓશ** દેવનુ રૂપ આપ્યુ છે. **તીર** અને **અપઓશ** વચ્ચેનુ આ યુદ્ધ ત્રણ દહાડા અને ત્રણ રાત ચાલુ રહે છે. જેમાં પ્રથમ **તીર**ની હાર થાય છે પણ આખરે **તીર** યજદ **અપઓશ** ઉપર ગાલેબ આવે છે. **તીર** લડાઈમાં ફતેહ મેળવી અને ફારેગ થઇને હવે **વોઉરૂકશ** (કેસ્પીયનસી) તરફ મુકરર જગાએ દેખાવ દે છે, અને તેની અસરથી પાણીમા જોશ અને ઉભાંન ઉત્પન્ન થાય છે. આ કઇજ નહી પણ બાષ્પીકરણની કુદરતી ક્રિયાનો ઇશારો છે. આ વખતે વળી **સતવસ** સેતારો આકાશમા દેખાવ દે છે અને એ બેઉ સેતારાઓની અસરથી ઉભાંન થતાં પાણીમાં બાફ ઉત્પન્ન થાય છે, તેનો જથ્થો વરાળરૂપે ઉપર ચઢે છે, તે વાતાવરણ તરફ એકઠો થાય છે અને ત્યાર પછી તે વાદળાં અને કરાંનું રૂપ લે છે. ત્યાર બાદ તેઓને **ગોવાદયજદ** (પવન) લાયક જગાઓ ઉપર લઈ જાય છે, અને તેની સાથે **અપાંમ નપાત** ફરેસ્તો (પાણીનું મૂળ, મધ્ય બીંદુ), ખુરેહ (ગરમી ઉત્પન્ન કરનારી શકિત) અને **ફ્રવશીઓ** (આકર્ષણ શકિત) પાણીને વર્ષાદ અને કરાંનાં રૂપમાં વેહેચી આપે છે અને ચોબાજુ વર્ષાદની આબાદી થાય છે.[1] ત્યા આપણે **તીરયશત** ઉપરથી એકજ આકાશી બનાવનો ટુક સાર ઉપજાવ્યો છે. કુદરતમાં બનતા બનાવોનાં એવાં બીજા કવિતાઈ ભેદી લખાણો અવસ્તામાં જાબજા મળે છે. જે અવસ્તાના ઉલ્માઓના **વાયુચક્ર**ના જ્ઞાનનો આપણને સારો ખ્યાલ આપે છે. દાખલા તરીકે **વયુ યજદ** એટલે, **વાયુ** આકાશમાં કેવો અગત્યનો ભાગ ભજવે છે તે માટે કહે છે કે, "હું બળનાર, પોકાર કરનાર, પોકારનો અવાજ કાઢનાર, પોકાર સાથે થુકનાર, તેજીભાલો, તેજીભાલો રાખનાર વગેરે નામ ધરાવું છું"[3] આ સઘળા વીજળી, વીજળીના ચમકારા, ગગડાટ અને આકાશમા

---

૨ તીર યશત.

૧ તીરયશત. ૨ (રાંમ ફ૦ ૪૭–૪૮.) ૩ (રામ ફ૦ ૪૭–૪૮)

બનતા બીજા કુદરતી બનાવોના ઈશારાઓ છે. **તીર** અને **અપોશ** વચ્ચેના મજકૂર અલંકારીક યુદ્ધનાં લાંબા વર્ણનો **બુન્દેહેશન** અને **જાદસ્પરમ** વગેરે પેહેલવી પુસ્તકોમાં થયલાં છે અને તે અવસ્તાનેજ આધારે થયલાં જણાય છે. આ સઘળાં કુદરતી બનાવોનાં વર્ણનોને **અવસ્તા અને પેહેલવી** લખાણોમાં યજદો અને દેવો વચ્ચેના ચાલુ ઝગડાનું રૂપ આપવામાં આવ્યું છે. અને એ સિદ્ધાંત મુજબ દુનિયામાં આબાદી પાંથરનારી યજદોની આકાશી લડાઇઓને પૃથ્વિપર ચાલતી સ્વાર્થી નાશકારક લડાઇઓ સાથે ભેળવી જોઈતી નથી. માણસાઇ લડાઇઓમાં ધર્મી દેશો તરફથી યજદો ભાગ લે છે, તેમાં પોતાની મદદનો હીસ્સો આપે છે, તેઓ ઉપર યજદોના આશિર્વાદો ઉતરે છે અને અધર્મી દેશો ઉપર તેઓના શ્રાપ ઉતરે છે, એવાં ધર્મમાં જે વર્ણનો થયલાં છે તેનું એકજ કારણ માણસ જાતને નીતિનું ઉંચું શિક્ષણ આપવાનું છે અને તેમાં ઉંડી અને ઉંચી ધાર્મિક મકસદ સમાયલી છે. **ઋગવેદમાં ઇંદ્રદેવતા** અને **વૃત્રદૈત્ય** વગેરે આકાશીઓ વચ્ચેના ઝગડાઓનાં વર્ણનો થયલાં મળે છે.

**યજદોનાં હથિયાર**—યજદોને લડાઇઓ વેળા જે હથિયારોનો ઉપયોગ કરતા દેખાડયા છે તે કારીઘા કરનાર તિક્ષ્ણ હથિયારો સમજવાનાં નથી. દાખલા તરીકે **તીર** યજદનાં હથિયારો કંઇજ નહીં પણ વર્સાદની વૃષ્ટિ થવામાં કામે લાગેલી કુદરતી શક્તિઓ વીજળી, વરાળ, ગરમી, પવન, વાદળાં, કરાં, આકર્ષણ શક્તિ વગેરે છે. આ અને એવાંજ બીજા કુદરતનાં સુખદાયક સાધનો યજદોના હથિયારો છે, અને તેજ તેઓનુ લશ્કર છે.[૩] જેઓની મદદથી યજદો કુદરતના નેમેલા કાયદાને આડે આવનારા સબબોને દુર કરે છે અને આલમમાં આબાદી પાથરે છે બદફેહો કે અણદીઠ બુરી શક્તિઓને તોડવા કે હઠાવવા માટે યજદી શક્તિઓના શમશિર કે ખંજર જેવાં તિક્ષણ હથિયારો હોવા જોઇએ નહીં. તેઓનાં હથિયારો જેમ કુદરતનાં સાધનો છે તેમજ બંદગીના અજમતી કલામોને પણ યજદોના કારગર હથિયારો તરીક ઓળખાવેલા મળે છે યજદોમાં એક **સરોશ યજદના** હથિયારો તરીક **અહુનવર, યસ્નહુસંઘહુઇતિ, ફ્શુષમાંથ** અને **યજશનના કર્દાઓને** જાહેર કીધા છે.

**યજદોનું લશ્કર**—યજદોનું આ લશ્કર કંઇજ નહીં પણ કુદરતી શક્તિઓ યા સાધનો છે. એનો ખુલાસો **આવાં યશત**માં યજદોના ચાર ઘોડાઓ સાથે કુદરતની ચાર શક્તિઓની જયાં સરખામણી દેખાડી છે, ત્યાંથીજ મળે છે. જેમ કે.—

| | |
|---|---|
| ભીસ્તિ ઉન્ન—મે હીમ સ્પિતમ જરથુસ્ત્ર. વારેન્તએચ સ્નએજીન્તએચ સ્રસ્ચિનતએચ ફ્ય ઘહુન્તએચ. યે ઘહે અવવત હએનનામ નવ–સતાઇશ હજ ઘરેમ્ચ. | યાને, અર્દ્વિસૂર નદી (પાણીના સ્થળો) તરફ **વર્સાદ, બર્ફ, હીમ** અને **કરાં** જાથુક પડે છે. જેઓ તેણીની **નવલાખ** જેટલી સેના તરીકે છે. (ક૦ ૧૨૭) |

અવસ્તાના ઉદ્દમાઓના મજકૂર ભેદી લખાણોના રહસ્યથી આપણે વાકેફ થયા છીએ. એમાં આપણે જોયું કે **યજદો**, તેઓના **ચા ડો** અને **ઘોડાઓ**, તેઓની **લડાઇઓ, લશ્કરો** અને હથિયારો વગેરે વર્ણનો અલંકારીક છે. એવાં લખાણોનાં બાહારના અર્થ ઉપર આધાર રહેવાથી યજદોની પ્રતિમાઓ સાથના રથોએ નલાયક રૂપ લીધું હતું, અને પ્રજામાં એક પ્રકારની બુતપરસ્તી આમેજ થઈ હતી.

હાં સુધી અવસ્તાનું ખગોળ અને તેના થયલા અનર્થનાં સ્વભાવિક કારણો જો કે આપણે જોયાં છે. તોપણ ખગોળના સંબંધમાં ટેકા રૂપ થઈ પડે એવી અવસ્તામાં જેબી બાબદ મળે તેનો જ્ઞાનના વધારા માટે આપણે દરેક લાભ લેઇશું અને જોઇશું કે, યજદોને **પ્રાણી** વગેરેનાં અપાયલાં **રૂપો, યજદોનાં મકાનો, યજદોની મંડળી** અને તેઓની **દોસ્તી**ના મળતા ઇશારાઓ વળી આપણને નવાજ વિચારો સુચવે છે. હવે એ સઘળાં ભેદી લખાણોનો ભેદ ખુલ્લો કર્યે તે અવલ

[૩] (આવાં ક૦ ૧૨૭). ૪ (હા ૫૭–ક૦ ૨૨).

ઈરાન દેશના પરવતોપરના પુરાતન કોતર કામોનું હ્યાં એક ટુક ચિત્ર રજુ કરીશું, કારણ કે તે હાથ ધરેલી બાબદ સાથ ઘણો અગત્યનો સંબંધ ધરાવે છે. એટલુંજ નહીં પણ અવસ્તાનાં ખગોળનાં જ્ઞાન સાથે આગલા પાર્સી શિલ્પીઓના કળાવંત હાથોની માર્મિક ચિત્રકળાને ઈન્સાફ આપવાની એમાં બેવડી મકસદ રાખી છે.

## પર્સીપોલીસ તથા પાસાર્ગર્દ પર્વતો.

મહાન હખામની શાહનશાહત દર્મીયાંન પત્થર ઉપરનાં કોતરકામનો હુનર ઘણો આગળ વધેલો જણાયો છે. એ હુનર જો કે સાસાની અમલમાંબી જણાતો હતો અને અકસર કરી **તખ્તે બોસ્તાંન, ફીરૂજઆબાદ** વગેરેનુ કોતરકામ ઘણુ નામીચુ હતું, તોપણ આગલા અમલ વખતના શિલ્પ શાસ્ત્રીઓ ઘણા કુશળ હતા. એ હુનરમા તેઓએ દેખાડેલી ચતુરાઇ અને સુંદરતાની મુસાફરોએ જાબજ્ન તારીફ ગાઇ છે. હખામની વખતના કારીગરોએ એ હુનરને ખચિત ખિલવ્યો હતો, તોપણ એજ હુનરમંદી પાછળથી મુર્તીઓ બનાવવા અને તેને પુજવાનુ કારણ થઈ પડેલી જણાય છે. એ તરેહ કીસમના કોતરકામની તરાજ નિશાનો પરવતો અને પાદશાહી મેહેલો ઉપર મુસાફરોના જોવામાં આવે છે જયા પત્થરો ઉપર કોતરેલા નક્ષોનુ ગોયા એક મોટુ સંગ્રહ-સ્થાન હતુ. તેમાં માણસોની મુર્તો, દરબારી દેખાવો, લસ્કરી કુચ, લસ્કરગાહ, લડાઇના દેખાવો, લડાઇના ચારહો, શિકારગાહ, પળાતા ચોપગાં પશુઓ, ગિકારી જાનવરો, પક્ષીઓ, ફુલોના વેલા અને પાંદડાં વગેરે જાતજાતનાં અને ભાતભાતનાં ચિત્રો દોરેલાં મળે છે. એ સઘળાઓમા જુદાજ પ્રકારના કોતરકામ વિશે હ્યા આપણને બોલવાનુ છે, અને તે મનુષરૂપી ચોપગા પ્રાણી વગેરેના મિશ્ર ચિતારોનુ છે. દાખલા તરીકે મહેલના ઝરુખાઓ ઉપર અને દીવાનખાનાની અગાશીના ખુણાઓમાં પત્થરો કોરી કાઢી બનાવેલા મનુષરૂપી પાંખ સાથના **ઘોડાઓ** અને **સિંહો**ના સુંદર બાવલાંઓ બેસાડેલાં મળે છે. આએ અજાયબ જેના કોતરકામના એકેક નક્ષમા માણસ, પશુ, પક્ષી વગેરેના જુદા જુદા અવયવોને એવી તો કારીગરીથી એક બીજામા ગુથી લીધા છે કે તેઓ જોનારાઓને હેરત પમાડે છે. એમાં કોઇનુ માથુ ગરૂડપક્ષીના જેવુ, કાન ઘોડા કે ગધેડાનાં જેવા, શરિર સિંહના જેવુ, પગ અને પુછડી પશુના જેવા અને ગર્દન, પીઠ તથા છાતી પક્ષીના જેવાં છે. કોઇમાં બેબે પુછડી અને મેંઢા તથા સાબર જેવા શિંગડા સાથના અને વળી પાંખો સાથના સિંહો કોતરેલા છે. વળી કોઇની કમરસુધી **માણસની** શિકલ, અને તેને પક્ષીની પુછડી સાથે પાંખો હોય છે [૧] કોતર-કામનુ આ ચિત્ર ખચિત વિચિત્ર તથા વિસ્મય પમાડે એવુ છે, જેથી તેઓને જાણીતા યુરોપ્યન મુસાફરો રાક્ષસોના કલ્પિત ચિતારો તરીકે ઓળખાવે છે. એવીજ તરેહના મિશ્ર ચિતારો **નીની-વેના** મેહેલો ઉપર અને હિન્દુઓના પુરાણોમાબી જોવામાં આવે છે, જેને તેઓ દેવતાઓ અને દૈત્યોના ચિતારો તરીકે માને છે. આ ચિતારોના સંબધમા **વિદ્વાન શેઠ ખરશેદજી કામા** જે વિચાર દર્શાવે છે તે જાણવા જોગ છે. તેમના મત મુજબ એમા માણસ અને બીજી જાનદાર પેદાયશમાં જેઓ ગુણ અને બળમાં ચઢતા છે, તે સઘળાં ખુદામાં સમાયલાં જાહેર કરવાની નેમ રખાયલી છે, અને એમા ખુદાઇ સરવોપરી બળ દેખાડવામા આવ્યુ છે.

## પર્વતોપરનાં પુરાતન કોતરકામો શું દેખાડે છે ?

હવે સવાલ એ છે કે પર્વતો ઉપના ચિતારો કલ્પિત છે અને ઇરાની કલ્પના શકિતનું માત્ર ફળ છે કે કોઇ ખરા બનાવોનો ખરો ખ્યાલ આપે છે ? એમા પૃથ્વિપર તેમજ કુદ્રતમાં બનતા ચાલુ બનાવો તથા કુદરતની કારીગરીના ખરા નમુનાઓ દેખાડેલા જણાય છે, અને એમ માનવાનાં આપણી પાસે ઘણાં વજનદાર કારણો છે. પહેલુ, ઉપલા મિશ્ર ચિતારો સાથે લડાઈના દેખાવો, લડાઈના રથો, લશ્કરી કુચ, જાનવરોના શિકાર વગેરે પૃથ્વિપર બનતા રાજદરબારી ખરા બનાવો જયારે આપણી

---

૧ ચિતારોનો ઉપલો અહેવાલ "તવારીખે હખામનીઆન" ઉપરથી ઉપજાવ્યો છે. સફે ૨૮–૨૯ કરતા એરવદ સાહેબો બ૦ પા૦ તથા પા૦ બ૦ દેસાઈ.

સન્મુખ ધર્યા છે ત્યારે આ વિચિત્ર ચિતારોખી ખ્યાલી હોવા જોઇએ નહીં. એનું બીજું **વજનદાર** કારણ એ છે કે **પર્સીપોલીસ** અને **પાસૅગર્દ** પર્વતો, તે ઉપરના અસ્તોદાનો અને પાદશાહી **મેહેલોના** સ્થંભો અને સરીલો ઉપર આકાશી નુરમંદ ગોળાઓ અને બીજા આકાશી નમુનાઓના મોજુદ નક્ષો જોવામાં આવે છે. એઓમાં **ખુર્શેદ, માહ,** અને **મેહેર** વગેરે આકાશીઓની આકૃતિઓ ચિતારેલી મળે છે. **ખુર્શેદ** અને **માહ**નાં આપણી નજરે પડતાં **ગોળ** અને **અર્ધગોળ** રૂપો ચિતાયો છે. જેઓ કોઇમાં બે છુટાં અને કોઇમાં બન્નેનાં મિશ્ર રૂપો મળે છે. વળી **મેહેરની** સુર્ત પ્રથમ એક સાદાં **ગોળ ચક્ર** રૂપે અને પાછળથી સાસાની વખતમાં તેને રોસ્નીનાં **છ કિરણોમાં** દેખાડયો છે. આ ઉપરથી વાજબી અનુમાન ઉપર આવી શકાય છે કે મજકુર કોતરકામ કલ્પિત રાક્ષસોનું નથી, પણ પૃથ્વિપર બનતા ખરા બનાવોનુ, કોઈ આકાશી અમર હસ્તીઓનુ અને આકાશમાં બનતા કુદરતી બનાવોનું છે.

## ફ્રોહરનો સુંદર ચિતાર-નક્ષત્ર રૂપ.

આએ અજાયબ ચિતારોના સબંધમાં ત્રીજી અસરકારક દલીલ આપણને ખુદ અવસ્તામાં મળે છે. એ ચીતાર પક્ષીની પાંખ સાથનો અને કમર સુધીનાં માણસની એવડી શિકલનો છે. જેબાદશાહો **દારાંએસ હીસ્તાસ્પીસ** અને **જર્કસીસના** મેહેલો ઉપર અને નામવર **દારાંએસના** અસ્તોદાંન ઉપર જોવામાં આવે છે, હવે આએ નક્ષનો નમુનો કયાંથી લીધો હતો ? એ નાદર નમુનાની ખાસ જગા **ફ્રવર્દીન યશ્ત** છે જ્યાંથી બેશક તેનો ઉતારો થયલો છે. ત્યાં ફ્રોહરોનુ એક અલંકારિક ચિત્ર દોરવામાં આવ્યું છે અને તેની ઉપલા નક્ષમાં ઇરાની શિલ્પીએ હુબહુ નકલ કીધી છે. આએ યશ્તનાં લખાણમાં ફ્રોહરને **માનયેન અહે યન ના મેરેઘો હુપેરેનો** યાને, **પક્ષીની પાંખ વાળા મર્દની મિસલ** આપવામાં આવી છે. (ફ૦ ૬૯,૭૦) અને એજ મિસલનો આ નક્ષમાં ખરો ચિતાર દોરયો છે. ૧ આ ઉપરથી જણુય છે કે એ નક્ષ **ફ્રોહરો** યાને, રૂહાંની શક્તિઓનો છે. આ અને એવાજ બીજા નક્ષો ચિતારવાનુ ઇરાનીઓ પ્રથમ **એસીર્યન** અને બીજી પરધર્મી પ્રજા પાસે શિખ્યા હતા. વળી મજકુર યશ્તનાં લખાણ મુજબ દેશનીં માંહોમાંહેની તેમજ દેશબહાર દુશ્મનો સાથની લડાઇઓમાં ફ્રોહરો ચપળ ભાગ લે છે, અને તેમાં મોટાં મદદગાર થઈ પડે છે. ૨ તેઓ બાદશાહોના રક્ષક તથા તેઓના મેહેલો અને મકાનોનાં નેગેહબાન છે. ૩ વળી તેઓ કુદરતની બીજી શક્તિઓ સાથે દુનિયામાં આબાદી પાથરવામાં આગેવાન ભાગ લે છે. ૪ અવસ્તાના આ અલંકારો ઉપરથી દેશના બાદશાહોએ મેહેલો અને અસ્તોદાંનો ઉપર પોતાનાં પાસબાંન **ફ્રોહરોના** નક્ષો કોતરાવી તેને દુનિયાની નજર આગળ ધરયા હતા **ખુર્શેદ, માહ, મેહેર** અને **ફ્રોહરોના** આ મોજુદ દાખલા દેખાડે છે કે મેહેલો અને પર્વતો ઉપરના બીજા ચિતારોખી એવાજ કોઈ આકાશીઓના હોવા જોઇએ.

## યજદોના આકારો-રાશિઓ (નક્ષત્ર રૂપો.)

એનો ચોથો મઆકુલ સબબ એ છે કે અવસ્તામાં એઓ સિવાય બીજા કેટલાક યજદોને એકથી વધારે **આકારો** (કેહર્પ) લેતા દેખાડયા છે અને એકજ યજદની એકથી વધારે જુદી જુદી સુર્તો વર્ણવી છે એવી જાત જાતની સુર્ત **તીર** અને **બેહેરાંમ** યજદની મળે છે. **તીરયજદ** સેતારા રૂપે એક માસનાં ત્રણ દશવાડીઆમાં આકાશી ગર્દેશ લેતાં **મર્દ, ગોધો,** અને **ઘોડા** એવી ત્રણ શિકલો ધારણ કરે છે. ૧ વળી **વંદીદાદમાં તીરયજદને** સોનેરી શિગડાં સાથના **બળદનું** રૂપ આપ્યું છે. એજ મુજબ **બેહેરાંમયજદ પવન, ગોધો, ઘોડો, ઉંટ, ડુક્કર, માણસ, પક્ષી, બકરૂં,**

---

૧ પરસીપોલીસ પરવત ઉપરના 'ફ્રોહરના' ચિતારનો નક્ષ મુંબઈના અંજુમનના નવા આતશબેહેરામનાં મકાનના દરવાજા ઉપર, તેમજ કેટલીક એબાદત ગાહોમા તસ્વીરના તકતાઓમા ચિતારેલી જોવામા આવે છે.

૨ (ફ૦ ફ૦ ૪૭ વગેરે) ૩ (ફ૦ ફ૦ ૬૭ વગેરે) ૪ (ફ૦ ફ૦ ૨૨ વગેરે)

૧ (તી૦ ફ૦ ૧૩-૧૬-૧૮) ૨ (ય૦ ૧૯-૩૭)

**મેંઢું** અને **પહેલવાંન** એવાં દશ રૂપો ધારણ કરે છે, અને આએ દશ આકારે તે પોતાના ભાવિકોની મદદે જાયછે.[3] આ મદદ પૃથ્વિપરની જાનદાર યા નિરજીવ વસ્તુઓ ઉપર સેતારા યા ગૃહોની થતી અસરોનો ઇશારો છે. **વંદીદાદમાં ઐર્હેરાંમ યજદને** તાજદાર (રોશનીના કિરણ વાળો) જાહેર કીધો છે. [4] વળી અનાહિત (આવાં અરદ્દુઇસુર બાનું) ખુબસુર્ત અને કુલીન **કન્યાનું** રૂપ ધારણ કરતી પોતાના ભાવિક સેવકોની મદદે જાય છે. [5] **મેહેરયજદ** જયારે અમુક ઠરાવેલી અકાશી ગર્દેશ કરે છે ત્યારે **રશનુ, ચિશત, આદર, ફીઆની ખુરેહ** અને **દાંમિ ઉપમન** યજદો અને કુદરતિ શક્તિઓ પોતાની ઠરાવેલી ગર્દેશ લે છે. એ ગર્દેશમાં **દામિ ઉપમન** યજદ કુકકરનું રૂપ ધારણ કરે છે. [6] વળી ચોકસ સંજોગોમાં **ફીઆની ખુરેહ** એક પક્ષી રૂપે દેખાવ દે છે. [7]

આપણે જોઇશુ કે યજદોને પ્રાણી, પક્ષી વગેરેના અપાયલાં આએ અમુક અમુક રૂપો શું દેખાડછે? અવસ્તામાં દર્શાવેલાં આ સઘળાં કઇજ નહીં પણ જુદી જુદી **રાશિઓ** યા **યજદોનાં નક્ષત્રરૂપો** છે અને એ રૂપોને માણસ અને પ્રાણીઓનાં સ્વભાવિક લક્ષણો અને તેઓને શોભાના સુંદર અલંકારો આપ્યા છે. એ અલંકારો મુજબ કોઇનાં શરીર અને આખરૂપે અને રંગે **સફેદ**, કોઇના આગલા પગની ખરીએ **સોનેરી** અને પાછલા પગની ખરીએ **રૂપેરી** નાળ જડેલી છે. વળી કોઇનાં કાન, કપાળ અને શિંગડાં **સોનેરી**, અને કોઇના હાથ, પગ, મોંઢુ, પૂછડી વગેરે લોઢાંનાં છે. કોઇના હાથમાં શોભિતી **પહોંચી**, તથા સોનેરી મૂઠની **તલવાર** અને **બરસમ**, સરપર સોનેરી **તાજ**, કાનમાં ચાર ખુણાવાળી લટકતી **બાલી**, નાક સોનેરી **પદાન**, ગળાંમાં મણી સાથની સોનેરી **માળા**, કમરે સુંદર સોનેરી **કમરબંદ** અને શરિરે સોનેરી–રૂપેરી બુટ્ટાદાર **ચર્મવસ્ત્ર** પહેરેલુ છે (યસ્તો). એમાં પ્રાણીઓ વગેરેના જુદા જુદા અવયવો અને અમુક અમુક વસ્તુઓને અકસર કરી **સફેદી** અને **સોનેરી–રૂપેરી**ના જે અલંકારો આપ્યા છે તે કઇજ નહીં પણ **આકાશી રોશની**, તેના કિરણો અને કંગરોના માધારણ દેખાવોને સોનાં–રૂપાંની ઉપમાઓથી ઓળખાવ્યાં છે. વળી એવાંજ કોઇ રૂપો (કેહર્પ) લેતા **મેહેર, સરોશ, રશ્નુ, અમશાસ્પંદો** અને બીજા યજદોનાં અનેક નામો મળે છે[8] એક ઠેકાણે **અમશાસ્પંદોનાં** એ રૂપોને **સુંદર** (સ્રિર) અને **એજમતી** (વેરેજદા) કહી વખાણ્યા છે.[9] આકાશવાસી યજદ–અમશાસ્પંદોને જે રૂપો અપાયલાં છે તેઓને આકાશી રોસ્નીઓના કલ્પિત નક્ષત્ર રૂપો તરીક આપણે ઓળખાવ્યા છે. અને એ રોશનીજનક રૂપોની સચ્ચાઇ સાબેત કરનારી એક અસરકારક દલીલ આપણને અવસ્તામાંજ મળે છે. ત્યાં અમશાસ્પંદોનું ખરૂ સ્વરૂપ દેખાડવામાં આવ્યું છે અને રોસ્નીના એક પ્રતિનીધિ તરીકે ત્યાં આફતાબનો જાહેર દાખલો રજુ કરવામાં આવ્યો છે.[10] વળી બીજે ઠેકાણે ખુદ **અહુરમજદ**નાં ઘણાં રૂપોમાં ॥ **એક અતિ સુંદરરૂપ** (સ્ત્રએસ્તેમ૦૦૦ કેહર્પેમ કેહર્પાંમ) વિષે બોલવામાં આવે છે. એ રૂપ કોઇબી જાનદાર પેદાયશનું જણાવ્યું નથી, પણ આકાશી બુલંદમાં **બુલંદ રોશનીઓ** (રઓચાઓ. બરેજીસ્તેમ બેરેજીમનામ) ને અહુરમજદનાં રૂપો તરીકે જાહેર કીધાં છે વળી એ રોસ્નીઓ શી છે તેની એક જાહેર શાહદત દાખલ **આફતાબની** રોસ્ની (હવરે) દેખાડવામાં આવી છે.[1] આ વજનદાર ખુલાસા ઉપરથી જણાય છે કે, યજદ–અમશાસ્પંદોને પ્રાણીઓનાં જે નક્ષત્રરૂપો અપાયલાં છે તેઓ આકાશી રોસ્નીઓના અથવા આકાશી રોશન ગોળાઓના નમુનાઓ છે, જેઓને અવસ્તાના કવિઓએ પ્રાણીઓ વગેરેનાં કલ્પિત રૂપો આપ્યાં છે. પુરાતન જ્યોતિષ શાસ્ત્રમાં સેતારા કે ગૃહોની ચાલની ગણત્રીમાં ગુચવાડો ઉભો ન થાય તે માટે આકાશી તારાઓના ઝુમખાઓને બાર ભાગમાં વેંહેંચી તેને બાર રાશિનું નામ આપ્યું છે. અને એ દરેક રાશિને તેઓને બરનાં **મેંઢું, ગોધો, સિંહ, કરચલો** વગેરે

3 (બે૦ ફ૦ ૧–૨૭) ૪ (પ૦ ૧૯–૩૭). ૫ (આ૦ ફ૦ ૬૪). ૬ (મે૦ ફ૦ ૧૨૪–૧૨૭) ૭ (જ૦ ફ૦ ૩૫)
૮ (સ૦ હા૦ ફ૦ ૨૧–૨૨) ૯ (ફ૦ ફ૦ ૮૧). ૧૦ (ફ૦ ફ૦ ૮૧).
૧ (હા ૩૬–૬ વગેરે).

પ્રાણીઓ અને વસ્તુઓનાં નામો અપાયલાં છે. અને એ નામો તારાઓના ઝુમખાઓ ગર્દેશ લેતાં જેવો આકાર પકડે તેવા આકારને બંધબેસ્તાં અને તેઓને મોટે ભાગે મળતાં નામો કલ્પેલાં હતાં. એજ મુજબ **તીર, બેહેરાંમ, દામિ-ઉપમન, અનાહિત,-ફ્રવશી** અને બીજા ચોકસ યજદો **મેંઢું, ગોધો, ઘોડો, બકરો, કનિયા, પક્ષી, ઉંટ,** વગેરે જે રૂપો ધારણ કરે છે તે કંઈજ નહીં પણ આકાશી સેતારાઓના જુદા જુદા ઝુમખાઓની ઓળખ માટે ઇરાની સેતારેશ-નાસોએ કલ્પેલી જુદી જુદી **રાશિઓ** અને **નક્ષત્રરૂપો** બેશક હોવાં જોઇએ.

## નક્ષત્રરૂપો—કોતરકામ ઉપર તેની અસર.

હવે આપણે જોઇશું કે યજદ-અમશાસ્પંદોના કવિઓએ કલ્પેલાં આએ નક્ષત્ર રૂપોએ પાછલા ઇરાનીઓના કોતરકામના હુનર ઉપર કેવી અસર કીધી હતી? યજદોના નક્ષત્ર રૂપોની આએ ઉપમાઓએ પાછળથી **હસ્તકૃત** આકૃતિનું રૂપ લીધું હતું અને તેના એક સ્વભાવિક પરિણામ તરીકે **પરવતોપરની** બાદશાહી દરબારોમાં દાખલ થવાના જંગાવર દરવાજાઓની બાજુમાં, મેહેલોનાં ઝરૂખાઓ ઉપર, અગાશીના ખુણાઓમાં, અને **અસ્તોદાંનોના** દરશન ઉપર મનુષરૂપી પાંખ અને પુછડી સાથનાં **પક્ષીઓ,** ગેનડા જેવાં શિંગડા અને પાંખો સાથના **સિંહો** અને એવાજ વિચિત્ર કોતરકામ કીધેલા **ગોધાઓનાં** સુંદર બાવલાઓ એમાંડેલા મળે છે. જેઓ કાંઇજ નહીં પણ અવસ્તામાં આકાશી યજદોને પ્રાણીઓ, પક્ષીઓ વગેરેનાં જે રૂપો અપાયલાં છે તે **નક્ષત્ર રૂપોના** ઇરાની શિલ્પીઓએ નક્શા ચિતાર્યા છે.૨ એજ મુજબ પર્વતોપરના વિચિત્ર ચિતારોમાં **યજદોના** મિશ્ર આકારોનું-નક્ષત્રરૂપોનું અને કુદરતના મનોહર દેખાવોનું એક સુંદર ચિત્ર દોરેલું હું સમજું છું. જે ખગોળનું સાદું જ્ઞાન આપનાર લિપજીર ચિત્રકળાનો એક નાદર નમુનો છે. હખામની ઇરાનીઓનું આ ચિત્ર જોકે વગર ગણિતનું જણાય છે તોપણ કાયદેસર ગણિતની રાશિમંડળની ખરી આકૃતિઓ **એસનેહ** નામનાં ઇજિપ્સ્યન શેહરમાં, હિન્દુસ્તાનને દક્ષિણ છેડે **કનિયા કુમારી** નજદીક એક હિન્દુ મંદિરમાં અને બીજે ઠેકાણે ચિતારેલી મળે છે.

## એસિરયન દેવતાઓ-મિશ્ર મૂર્તીઓ.૩

પાર્સી પાદશાહી મેહેલો અને પર્વતો ઉપરનાં કોતરકામો કાંઇજ નહીં પણ યજદોને પ્રાણીઓનાં અપાયલાં કલ્પિત રૂપો છે, તેનો લાયક પુરાવો, બીજી પ્રજાઓમાં **દેવતાઓને** પ્રાણીઓનાં આપેલા રૂપો ઉપરથી મળે છે એ રૂપોનાં કોતરકામ કીધેલા પતળાઓ ઉભા કીધાં હતાં અને તેની પૂજા જારી કીધી હતી. જેઓમાં પાંખ સાથના **નર-પક્ષી, નર-સિંહો** અને **નર-ગોધાઓનાં** બાવલાંઓ મળે છે, અને તેઓ **એસીરયન-સેમેટીક** અને બીજી પ્રજાઓમાં જોવામાં આવે છે. એઓમાં **નર-પક્ષીના** આકારનાં **ફરોહરનું** ઇરાની કારીગરોએ જે ચિત્ર દોર્યું છે તેજ ચિત્ર થોડા ફેરફાર સાથે **એસીર્યન** મેહેલો અને મંદિરો ઉપર ચિતારેલું મળેછે, જેને તેઓ સૌથી વડાદેવ **અસુરને** નામે ઓળખે છે. તેઓમાં બીજું ચિત્ર **નર ગોધાઓનું** છે જેને તેઓએ **નીન** (બળદેવ) નું નામ આપ્યું છે. ફાર્સી **દસાતીરમાં મંગળગૃહ** તરીકે **બેહેરાંમ યજદને** ઓળખાવી તેને **બળરાંમનું** નામ આપ્યું છે. વળી અવસ્તાના કવિએ **બેહેરાંમ** અને **તીર** યજદની જે ભાત ભાતની સુરતે વર્ણવી છે તેમાંથી તેને **નર, ગોધો** વગેરે રૂપો આપ્યાં છે. તેઓમાં વળી **નર સિંહનું** જે કોતરકામ થયલું છે તેને તેઓ **નરગાલ** દેવને નામે ઓળખાવે છે. હિન્દુ **પુરાણોમાં નર-સિંહ** નામનો એક અવતારી છે જેની હિન્દુઓમાં મુર્તીઓ બનાવી પૂજા થાય છે. એ નામ વળી અવસ્તાના **નર્યો-સંઘ** યજદ સાથે કંઇક મળતું આવે છે વળી એસીરયનો અને ઇરાનીઓમાં **શમસ** અને **ખુર્શેદ**

૨ હખામની બાદશાહોના મેહેલોમાં કોતરકામ કીધેલા પાંખ સાથના 'ગોધા' અને 'સિંહો'ના બાવલાઓના નમુનાઓ મુંબઈના નવા આતશબેહેરામની અગાશી ઉપર અને સ્થંભોની કુંભીઓ ઉપર દેખાડવામાં આવ્યા છે.

૩ વધારે ખુલાસા માટે જુઓ "તવારીખે હખામનીઆન" સફે ૮૦ કરતા એરવદ સાહેબો બ૦ પા૦ દેશાઇ તથા મ્હા૦ બ૦ દેશાઇ.

(સૂર્યદેવ,) **સીન** અને **માહ** (ચંદ્રદેવ) અને **મિથ્ર** (સવાર અને સાંજના ઝઝકલાંની રોશની) વગેરે આકાશી દેવતાઓ અને યજદોની આકૃતિઓ થોડે ભાગે મળતી આવે છે. મજકુર સરખામણી દેખાડે છે કે એક પ્રજા ઉપરથી બીજીએ નકલ કીધી છે. સબબ, **આર્ય** અને **સેમેટીક** એ બે જુદા ટોળા છે. આએ પુતળાંઓ માટે એસીર્યન મંદિરો ઉભાં થયાં હતાં અને ત્યાં તેઓની પૂજા થઈ હતી. હખામની હકુમત અવ્વલ **એસીર્યનોએ** ઇરાન ઉપર **૫૨૦** વર્ષનો ઘણો લાંબો અમલ ભોગવ્યો હતો જેથી તેઓ ઇરાનીઓ ઘાડા સબંધમાં આવ્યા હતા, અને તેના પરિણામમાં જરતોસ્તી મજહબે સેમેટીક ધર્મ ઉપર દેવતાઓના સબંધમાં સ્વભાવિક અસર કીધી હતી, કારણ કે તેઓના અમલ અગાઉ ચોકસ આર્ય યજદો ઇરાનીઓમાં મશહુર થઇ ચુકા હતા (જેઓમાં કેટલાક **ઋગવેદના** દેવતાઓ સાથે આબાદ મળતા આવે છે બલકે તેઓ એકના એક છે,) જેથી તેઓએ ઇરાની યજદોને જુદે નામે અને જુદે રૂપે પોતાના દેવતા મંડળમાં દાખલ કરી આપ્યા અને તેઓના પૂતળાંઓ ઉભાં કરી તેની પૂજન કરવાનુ શરૂ કીધુ હતુ, સબબ તે મૂર્તીપૂજક પ્રજા હતી. આપણે જોઇશુ કે જરતોસ્તી ધર્મેજ સેમેટીક ધર્મ ઉપર એકલી અસર કીધી નથી, પણ બીજી તરફ રાજ્ય કરતી પ્રજાના ધર્મે જરતોસ્તી મજહબ ઉપર કાતીલ અસરો કીધી છે. ઇરાની મેહલો અને પર્વતો ઉપર જે કોતરકામ થયુ હતુ તે ઇરાન ઉપરની એસીર્યન હકુમત ખતમ થવા પછીનુ અને **પાર્સી હખામની** તથા **મીડીઅન** શાહાનશાહત વખતનુ છે. જેથી એસીર્યનોએ પાર્સી પ્રજા ઉપર પ્રથમ કોતરકામના હુનરની વયહવારીક અસર કીધી હતી, પણ એજ હુનરમંદીની અસર તળે મૂર્તિ પૂજનના બાબમાં પાછળથી જરતોસ્તી ધર્મ ઉપર ઘણીજ ખરાબ અસર થઈ હતી, સબબ એ કે હખામની અમલે અગમજ એસીર્યનો પોતાના મેહલો ઉપર અને મંદિરોમાં ઉપલા દેવતાઓનાં પુતળા ઉભા કરી ચુકા હતા, જે દેવતાઓ જો કે જુદે નામે જણાયલા તોપણ તેઓ ઇરાનીઓના અસલ યજદોની નકલ હોવાથી, એટલુજ નહી પણ તેઓમાના કેટલાક યજદોને ખુદ અવસ્તામા નિર્જીવ પ્રાણીઓનાં અલંકારિક નક્ષત્ર રૂપો અપાયલા હોવાથી, મેહલો અને પર્વતો ઉપર ઇરાની કારીગરોએ એસીર્યન નમુનાઓની નકલ કીધી હતી. એ મુજબ આરસપરસ એકમેકના મજહબ ઉપર જુદી જુદી અસરો થઇ હતી. **એર્યન** યજદો અને **એસીર્યન** દેવતાઓને અગર આપણે જુદા ગણુયે તોપણ મનુષરૂપી પાંખ સાથના **ગોધા, સિહો, પક્ષીઓ** વગેરેને અમુક અમુક દેવતાઓના રૂપો અપાયાં હતાં એટલીજ સાબેતી હાથ ધરેલી બાબદ માટે બસ હતી. આ મિશ્ર મૂરતિઓ કોઇજ નહીં પણ એસીર્યન દેવતાઓનાં **નક્ષત્ર રૂપો** નિશ્ચય હોવાં જોઇએ કારણકે એસીર્યના ખગોળ વિદ્યામાં કુશળ હતા.

## પુરાણિક દેવતાઓ—મનુષરૂપી મૂરતિઓ.

હિન્દુ **પુરાણશાસ્ત્રમાં** શ્રીકૃષ્ણ ભગવાનના મુખ્ય દશમિશ્ર અવતારો નિતારેલા મળે છે (બેહેરામ યજદનાંબી દશ રૂપો મળે છે) આ ચિત્રો મુજબ હિન્દુ પ્રજા પોતાના એ માનીતા અવતારોની મનુષ્યરૂપી મિશ્ર આકારો સાથની મૂરતિઓ બનાવી તેઓને દેવસ્થાનોમા બેસાડે છે, અને તેને પૂજે છે. મૂરતિઓમાં કોઇના શરિરનો અર્ધભાગ **મગરમચ્છ, સિંહ, ભુંડ**, કે **કાચબા** જેવો અને અર્ધભાગ **માણસની** શિકલનો હોય છે. જેઓ **મચ્છાવતાર, નૃસિહઅવતાર, વરાહઅવતાર, કચ્છાવતાર** વગેરે નામે ઓળખાય છે. આ પુરાણિક અવતારો સાથે અવસ્તાના યજદોને જરાએ સબંધ નથી. અવસ્તાના યજદો સાથે વેદીક દેવતાઓનીજ સરખામણી થઇ શકે. અવસ્તા લખાયા તેની કેટલીક સદી પછી ઇરાનના પર્વતોપર કોતરકામ થયું હતું, અને પર્વતોપરના ચિતારો પછી સેંકડો વર્ષબાદ હિન્દુસ્તાનમાં પુરાણ શાસ્ત્ર રચાયુ હતું, જેથી પુરાણિક અવતારો અને પર્વતોપરના ચિતારો વચ્ચે વખત અને તેના હેતુમાં મોટો અને ખાસ ફરક રહેલો છે. અને મજકુર મળતાપણું માત્ર વાંચક વર્ગની વાકેફી માટે દેખાડ્યું છે. આએ મિશ્ર અવતારોની મૂરતિઓનુ મૂળ શોધવા અગર હિન્દુશાસ્ત્રીઓ લાયક પ્રયત્ન કરે તો આ દેવતાઈ શાક્તિઓનુ ખરું તત્વ શોધવાને તેઓ બેશક શક્તિવાન થાય. એવાંજ મનુષરૂપી આકારો સાથની મૂરતિનાં ચિત્રો **ફાર્સી ફબેસ્તાંન** કેતાબમાં

ચિતારેલાં મળે છે જે **રવિથી શનિ** સુધીનાં **સાતગ્રહોના** સાત ચિત્રો છે અને એમાં મૂરતિનાં જે દેખાવો આપ્યા છે તેવા કોઇબી દેખાવો કોઇબી પાર્સી પાદશાહે પર્વતો ઉપર કોતરાવેલા જણાયા નથી આ ચિત્રોમાં **શ્રીકૃષ્ણના** દશ અવતારોની ફારસી નવીસદાએ નાકેશ નકલ કીધી છે. એમાં **રવીનું** ચિત્ર ઘોડા ઉપર અને **સોમનું** ગોધા ઉપર ચિતારયુ છે, જે કંઇજ નહીં પણ અવસ્તાના મહાન કવિઓએ **ખુર્શેદ યજદ** (સૂર્ય) ને ઘોડાની ઝડપી ચાલના અને **માહ યજદ** (ચંદ્ર) ને ગોધાની ધીમી ગતિના આપેલાં અલંકારોની માત્ર નકલ કીધી છે.

## યજદોના મકાનો–આકાશી બુરૂજો.

**દરેમેહેર**ના મારા વિષયના "યજદોનુ મકાન અને આકાશી ગુમ્બદ ૧" વાળા બાબમાં આપણે સાબેત કીધુ છે કે, અવસ્તાના ઉપમાઓએ ફરતાં આકાશને યજદોના આલીશાંન મેહેલોની ઉપમા આપી હતી, કે જે ઉપમાનો એક વખત જુદા જુદા યજદો માટે જુદાં જુદાં મકાનો ઉભાં કરવાનો અને તેમાં યજદોની મૂરતિઓ બેસાડવાનો અનર્થ થયો હતો હવે જયોતિષ શાસ્ત્રમાં સેતારઓના જુદા જુદા ઝુમખાઓને બાર ભાગમા વેહચ્યા તેની બાર **રાશિ, બુરૂજ,** અથવા **ઘરો** મુકરર કરવામા આવયા છે, જેમાં જુદા જુદા ગૃહો વગેરે પોતાની ઠરાવેલી ગર્દેશ કરે છે. એજ મુજબ ધર્મમાં યજદોના આકાશી મકાનો હોવાના વર્ણનો થયલાં મળે છે. એઓમાં **મેહેર, સરોશ, રશનુ, તીર, અનાહિત, ચિસ્ત,** અને બીજા યજદ–અમશાસ્પદોના **વએધયન,** એટલે, **બુરૂજ, મએથન,** એટલે, **મેહેલ, નમાન** એટલે **ઘર,** અને **હુવાયઓન** સસ્કૃત **સ્વયોનિ** એટલે દેવતાઓનુ **રહેઠાંણ, સ્વર્ગ** વગેરે વર્ણવયા છે (યસ્તો) જેઓ કોઈજ નહી પણ જયોતિષમાં મુકરર કરવા મુજબ જુદા જુદા યજદો–નક્ષત્ર રૂપોને ઠરાવેલી ગરદેશ લેવાનાં બેશક આકાશી મકાનો છે. યજદોની આકાશી ગરદેશના આએ **માર્ગો** માટે **પથન** અથવા **પનતાન** શબ્દો મળે છે.

## યજદોની મંડળી–રાશિમંડળ (સુર્ય મંડળ.)

અવસ્તામાં વળી યજદ–અમશાસ્પંદોની આકાશી **મંડળી** (બ્યામ્મ–હન્જમન) ની શાહદતો મળે છે. ત્યાં કહે છે કે આકાશની બુલદી ઉપર બનાવેલી **અમશાસ્પંદોની** આએ **મંડળી** અને **અંજુમન**ને અમે વખાણ્યે છીએ (ગાહે રપીથ્વન). વળી સરોશ **યજદ**ને (ભીનો દેવો સાથની), લડાઇઓમાં ફતેહ મેળવી અને ફારેગ થઇને એજ **અમશાસ્પંદોની મંડળી** તરફ જતો જણાવ્યો છે.૨ એજ મિસાલ **ઉર્વાજીસ્ત** નામના આતશને મંડળીના "મેમ્બર" તરીકે ઓળખાવ્યો છે.૩ **વંદીદાદમાં** એક ઠેકાણે **નઇરિયોસંઘહુ**ને અંજુમનમાં બેસનાર અને બીજે ઠેકાણે મંડળી ભેગી કરનાર કહયો છે.૪ એક ઠેકાણે **મેહેર** યજદને મંડળીનો સભાસદ કહયો છે. ૫ અને બીજે ઠેકાણે એજ મંડળીના **સરનશીન** (બ્યાખનનામ બ્યાખનો) તરીકે **મેહેર**ને જાહેર કીધો છે.૬ યજદ–અમશાસ્પદોની આએ આકાશી મંડળી, તેના સભાસદ અને સરનશીનનાં વર્ણનો આપણને ખગોળ વિદ્યામા રાશિ મંડળો યા ગૃહ મંડળોની યાદ આપે છે.

## યજદોની દોસ્તી —રાશિઓ (સેતારાના જુમખાઓ)નો સંબંધ.

મંડળીના મજકુર સભાસદો અને બીજા યજદ –અમશાસ્પંદો વચ્ચે વળી **દોસ્તી** (હખય) નું વર્ણન કરવામાં આવ્યું છે જે અમુક યજદોના નક્ષત્રમાં આવેલા બીજા યજદો અને શકિતઓ વચ્ચેનો સંબંધ દેખાડે છે. એવી એક **દોસ્તી ખુર્શેદ** યજદ સાથે અમશાસ્પંદોની જાહેર કરવામાં આવી છે.૧ એમાં સુર્ય સાથ સંબંધ ધરાવનારા અમશાસ્પંદો કોઇજ નહીં પણ સુર્ય મંડળો યા

૧ જુઓ "જરતોશતી" ત્રીમાસીક પુ૦ ૪ ખુ અંક ૩ જો–૪ થો સફે ૨૧૯–૨૨૪. ૨ (હા ૫૭–૧૨)
૩ (ફ૦ ફ૦ ૮૫) ૪ (૫૦ ૧૯) ૫ (મે૦ ફ૦ ૬૧ વગેરે). ૬ (મે૦ ફ૦ ૬૫.)
૧ (ખ૦ ફ૦ ૫૧ વગેરે).

**આફતાબી** મજલસ છે, જેઓને **બેહમનથી અશેરદાદ** સુધીના છ અને અહુરમજદને ગણત્રીમાં લેતા માત્ર સાત અમશાસ્પંદો સમજવા નહીં પણ તેઓ સુર્યની રોશ્ની ફેલાવવાની આકાશી હીલચાલમાં અગત્યનો ભાગ બજાવનારી કુદરતિ શકિતઓ યા સાધનો છે. અમશાસ્પંદોને આફતાબના દોસ્તો તરીકે ઓળખાવવાનો અવસ્તામાં ખુલ્લો સબબ સમજાવ્યો છે દાખલા તરીકે આફતાબ અને માહાતાબની રોશ્નીનાં કિરણો પૃથવીપર પહોંચતાં કરવામા **સેંકડો અને હજારો મીનોયજદો** (અંદીઠ પૂજયો પુજય દેવતાઓ) અને **અમશાસ્પંદો** (આબાદી બક્ષનાર અમર્ગો અમર આતમાઓ) ને ભાગ લેતા દેખાડયા છે (ગસ્નો ખુર્શેદ તથામાહા) વિદ્યાની રૂએ જોતાં આકાશી રોશ્નીના ફેલાવામાં જેમ **ઇથર** અને **વાયુ** ઘણો અગતનો ભાગ ભજવેછે તેમજ ધર્મમાં હમકાર તરીકે **રાંમ** અને **વયુનો** એક બીજા સાંથે ઘાડો સબંધ જણાવ્યો છે. વળી **મેહેરનો** હમકાર **રાંમ** મળેછે અને **રાંમના** હમકારો **વયુ** અને **શ્વાષ** મળેછે, જેઓ રોશ્નીની ક્રીયામાં કામે લાગેલી કુદરતિ શકિતઓ છે. એમાં **મેહેર** રોશ્ની તત્વ અને **રાંમ** ઇથરનો પ્રવાહ છે. વળી **વયુ** વાયુ તત્વ અને **શ્વાષ** વાતાવરણ છે. એજ મુજબ રોશ્નીના કિરણોને વાતાવરણમાંથી પસાર થઈ પૃથ્વિપર પથરાઈ જવામાં રોશ્ની જનક સુક્ષ્મ વાયુની વિદ્યાએ જે જરૂર સમજાવી છે તેની સચ્ચાઇને જરતોસ્તી ધર્મમા હમકારોની થયલી રચના ટેકો આપે છે. આ ઉપરથી રોશ્નીના પ્રવાહને માર્ગ આપવામાં **અમશાસ્પંદો** અને **મીનોયજદોને** ભાગ લેવાના ખુલ્લા સબબો આપણે જોઇ શકીએ છીએ એમા કહેલા **મીનોયજદો રાંમ, અશી, આસ્માન, મારેસ્પંદ,** કે **અનેરાં** એવા સાધારણ રીતે **મીનો** તરીકે ઓળખાતા માત્ર પાચ યજદો સમજવાના નથી, પણ તેઓ આકાશી રોશ્નીની ક્રીયામા ભાગ લેનારી સઘળી યજદી શકિતઓ છે. દાખલા તરીકે **મેહેરને મીનોયજદ** (મઇન્યિવ. યજત)તરીકે ઓળખાવ્યો છે. [૨] વળી બીજે ઠેકાણે **મેહેર** સાથે બીજા યજદોને મીનો (મિથ્રસ્ચિત. મઇન્યવ) કહ્યા છે.[૩] આફતાબ અને માહતાબ એ બન્નેની દોસ્તીની વળી વખાણ ગાવામાં આવી છે.[૪] હાલની વિદ્યા શિખવે છે કે માહતાબ અને બીજા ચોકસ રોશન ગોળાઓ જે પ્રકાશ આપે છે, તે તેઓનો પોતાનો નથી પણ તેઓને આફતાબ તરફથી મળતો પ્રકાશ છે, અને તેઓ ઉછીકી મેળવેલા રોશ્નીથી પ્રકાશે છે. આ ઉપરથી આફતાબ અને માહતાબ એ બે ગૃહ અને ઉપગૃહ વચ્ચે ધર્મમાં દેખાડેલી દોસ્તીના સબંધની આપણને ખુલ્લી સમજ મળે છે. જરતોશ્તી ધર્મ શિખવે છે કે, જેમ **માહતાબ** સૂર્યથી રોશ્ની મેળવે છે (યથ માઓઘહો હવારઓસ્નો),[૫] તેમજ **મેહેર** (સૂર્યની રોશ્નીથી) પોતાનુ શરિર ચળકાવે છે (યથ તનૂમ-રઓચયેઇતિ). જેનો દેખાવ **તીર સેતારા** માફક પ્રકાશ આપે છે (યે ઘહાઓ અઈનિકો બ્રાજઇતિ યથ તિશત્રયો સ્તારહે). જેની ગાડીને અએ સ્પિતમ ! સૂર્યથી રોશ્ની મેળવનાર (હુ બામ્ય) અતિ સુદર પેદાયશો કરતાં (યથ દામાંન સ્રઓસ્તાઇશિ) નહી ઠગાનાર (મેહેર) પહેલી પકડે છે.[૬] જરતોશ્તી ધર્મનુ આએ શિક્ષણ હાલની વિદ્યાના મજકુર સિદ્ધાંતને બોલેબોલ સચાવી આપે છે. **સરોશ હાદોખ્તમાં જ્યાં મેહેર,સરોશ, રશ્નુ, ગોવાદ, અશીશવંઘ, આશતાદ** અને બીજા યજદોનાં રૂપો (નક્ષત્રો) કલ્પેલાં છે ત્યાં એજ જુદાં જુદાં રૂપો ધારણ કરનારા યજદોના કોઇ નામ નહીં જણાયલા દોસ્તો વિશે બોલવામાં આવે છે.[૧] એઓમાં એક **મેહેર યજદના** દોસ્તો યાને **મેહેરનાં નક્ષત્રમાં** આવેલા યા મેહેર સાથ સંબંધ ધરાવનારા આકાશીઓનું અવસ્તામાં નામવાર વર્ણન થયલું હું જોઇ શકું છું. એક ઠેકાણે **મેહેરના** કોઇ

---

૨ (મે૦ ક૦ ૧૩ વગેરે). ૩ (મે૦ ક૦ ૧૦૫) ૪ (યશ્ત ખોરશેદ).

૫ "હવારઓક્ષન" શબ્દનો અરથ, તરજુમો કરનારા સાહેબો "ખા-રઓક્ષન" જેવો પોતે પોતાની મેળે રોશની આપનાર ય ને સ્વપ્રકાશક કરે છે. હું તેને "હવર-રઓક્ષન" માંથી "ર" નો લોપ થઈ ટુંકું રૂપ થયલું સમજુ છું અને તેને એજ ફકરામાં આવેલા "હુ-બામ્ય" સાથે સરખાવું છું, અને તેનો અરથ, સુરયની રોશની મેળવનાર, સુરયથ પ્રકાશનાર કરૂં છું, કે જે અરથ વિદ્યાના સિદ્ધાત સાથે મળતો આવે છે. ૬ (મે૦ ક૦ ૫-),

૧ (ફ૦ ૧૫-૧૭)

**આઠ દોસ્તો** વિશે બોલવામાં આવે છે.૨ તેઓ ખુદ અવસ્તાનાં વર્ણન મુજબ **મેહેરની પુંઠે** આવનારા યાને, આકાશી ગર્દેશ કરનારા યજદો અને બીજી આકાશી શક્તિઓ છે, અને તેઓ **અશીશવંઘ, પારેન્દી, નઇરેહાંમવરેતિ, કિયાંની ખુરેહ,—ફ્રવશીઓ, થ્વાષ, દાંમિ–ઉપમન** અને સઘળાં અશો માજદયસ્નાંનોની મજલસ બનાવનાર (નઇરયોસઘ૩) છે. ૪ જેઓ આકાશી ગર્દેશ લેતાં **મેહેરને** નારાજ કરનારાં યાને કોલનો ભંગ કરનારાં બદ માણુસોની દરેક હિલચાલની બારીક તપાસ રાખનારા પરિક્ષકો છે.૫ એમાં શારીરીક રોસ્નીના મવક્કલ યજદોની આકાશી ગર્દેશ સાથે તેઓને નીતિ ગુણોના મવક્કલ યજદો તરીકેની ઓળખ આપી છે, અને તેમાં માણુસ જાતને નીતિના કાનુનો પાળવાનુ શિક્ષણુ આપવામાં આવ્યુ છે. વળી મજકુર દોસ્તો સિવાય **રશ્નુ** અને **બેહેરાંમ** એ બન્ને **મેહેરના** ખાસ દોસ્તો છે.૬ યજદોની એ દોસ્તી આકાશી ગર્દેશની બાબદમાં તેમજ નીતિ ગુણોની બાબદમાં એક સરખો સબંધ દેખાડે છે.

## થોડા સામાન્ય વિચાર.

આ વિષયમાં અવસ્તાના ખગોળથી આપણુ થોડાબી વાકેફ થયા છીએ. તેમાં ચોકસ યજદોને આકાશી નુરમંદ ગોળાઓ અને ગરદેશ લેતી આકાશી શક્તિઓ તરીકે ઓળખાવવાની કોશેશ કરવામાં આવી છે. ત્યાં આકાશમાં નિયમિત ગતિ લેનારા ગૃહો અને તારાઓને ચોકસ **યજદોની,** ગરદેશ લેનારાં આકાશન યજદોની **ગાડી**ની, આકાશી શક્તિઓ યા સાધનાને યજદોના **ઘોડાઓ**ની, કુદરતના ઠરાવેલા કાયદાને આડે આવનારા સબબોને યજદોની **લડાઇ**ની અને કુદરતિ બનાવોમાં તેના નિયમો જાળવનારી શક્તિઓને યજદોના **લશ્કર** અને **હથિયાર**ની ઉપમાઓ અપાયલી આપણે જોઈએ છીએ. વળી ગરદેશ લેનારા આકાશીઆના પ્રાણી વગેરેના કલ્પેલા **નક્ષત્રરૂપોની,** નક્ષત્રોને ગરદેશ લેવાની રાશિઓને યજદોના **મકાનો**ની, સત્ય મંડળો યા રાશિ મંડળોને યજદોની **મંડળી,** (મંડળીના સભાસદ અને સરનશીન)ની અને આકાશી મંડળોના એક બીજા સાથના સંબંધન યજદોની **દોસ્તી**ની આપેલી ઉપમાઓ આપણે જોઇ શકીએ છીએ. ખગોળનું ગુપ્ત શિક્ષણુ આપનારા મજકુર લખાણો અવસ્તાનાં ઉસ્તાઓનાં ઉમદા જ્ઞાનની આપણુને ખુલ્લી ગવાહી આપે છે.

અવસ્તાના આ માર્મિક વર્ણનોને પૂર્વ અને પશ્ચિમના વિદ્વાનોએ માત્ર સુંદર અલંકારો ગણીને પડતા મુકયાં હતાં, પણુ આપણે જોયું છે કે એવર્ણનો એમનાં એમ પસાર કરી દેવા જેવાં નજીવા કે નિરર્થક નથી પણુ તેમાં ઘણો ઉમદા ભેદ સમાયલો હતો. અવસ્તાનાં ખગોળનો સામટો ખ્યાલ આપવાની મારી જાણુ મુજબ આ પહેલીજ અદના કોશેશ કરવામાં આવી છે. જેથી જરતોસ્તી મજહબ સાથ પાધરો સંબંધ ધરાવનારી આ અગત્યની બાબદ તરફ અવસ્તાના "સ્કોલરોનુ" હુ માનપૂર્વક ધ્યાંન ખેંચુ છું ઇરાની ઉસ્તાઓએ જો કે ખગોળનું જ્ઞાન સંપાદન કીધુ હતું, તો પણુ તેમાં તેઓ કેટલે દરજજે પ્રવિણુ હતા તે જાણુવાને બેશક આપણુ સાન અધુરૂં છે. હજુ તો ભાષા શાસ્ત્રીઓ શબ્દના બાહારના ખરા અર્થો મેળવવાને મથન કરી રહ્યા છે અને અવસ્તાના મહાસાગરનાં પેટાંમાં દાખલ થવાનો પ્રયત્ન જારી રાખી રહ્યા છે તોપણુ એકથી વધારે અથંગ તરનારાઓ સાહિત્યના સાગરનાં ઉંડાં તળયામાં ડુબકી મારવાને જયારે શક્તિવાન થશે ત્યારેજ ભિતરમાં છુપાયલાં ખરાં મોતીના છીપો તેઓમાંના થોડાકોને હાથ લાગશે. માટે અવસ્તાના આકાશી યજદો યાને પૂજય દેવતાઓની ફીલસુફીના આએ અસરકારક લખાણોની લાયક જુસ્તેજુ થવી ઘટે છે. નીતિનાં શિક્ષણુ સાથે

---

૨ (મેં૦ ફ૦ ૪૫) ૩ વંદીદાદમા અશો માણુસોનો મજલસ સાથ નઈરયોસંઘનો સંબંધ જણુાવ્યો છે. ત્યાં આકાશી મજલસમાં એક કાંદ તરીકે તે ગુજર પામેલાં અશોના રવાંનને અહુરમજદનો પેગાંમ પહોંચાડે છે (૧૯ ફ૦ ૩૪) વળી બીજે ઠેકાણે મેહેર યજદ સાથે નઈરયોસંઘનેબી ગાડી જોડીજતો યાને આકાશી ગરદેશ કરતો જાહેર કીધો છે (મેં૦ ફ૦ ૫૨) ૪ (મેં૦ ફ૦ ૬૬) ૫ (મેં૦ ફ૦ ૪૫) ૬ (મેં૦ ફ૦ ૭૯–૮૦)

ધારાઓની વિદ્યાનાં એ સુંદર લખાણોની રચના ચોકસ વખતે થઈ હતી. ૧ અવસ્તાના લખાણો જુદે જુદે વખતે અને જુદે જુદે હાથે થયાં હતાં. એ સઘળાં લખાણોમાં ખગોળનું શિક્ષણ સઘળે ઠેકાણે એક સરખું પસરેલું જણાતું નથી, પણ અક્સર યશ્તોમાં નીતિના ઉમદા પાઠો સાથે ખગોળના મૂળ તત્વો ભેળાયલાં જોવામાં આવે છે. અવસ્તાનાં સઘળાં લખાણોમાં યશ્તો સરવથી પાછલાં સાબેત થયાં છે. અને એજ પાછલાં લખાણોનાં પાછલા જમાનામાં ઇરાની ઉલ્માઓમાં સેતારેશનાસીનો ઉમદા એલ્મ પ્રફુલ્લિત થયો હતો, જેથી એ એલ્મ ઉપર થયલાં શાઅરી લખાણો યશ્તોમાં જાબજા મળે છે. જેમાં એ એલ્મને ગોયા સાંકળની મજબુત કડીથી ગુંથી લઈ અને તે ઉપર ધારમિક છાપ મારી તેને ઘણું વજન આપ્યું છે. અવસ્તાના કવિઓએ સેતારા અને ગૃહોની આકાશી ગર્દેશ અને તેથી બાકી દુનિયા ઉપર થતી અસરોના ઇશારાઓ કીધા છે, તેઓએ સેતારા યા ગૃહોની હિલચાલને ચોકસ યજદોની આકાશી કુચના અલંકારો આપ્યા છે અને યજદોને આકાશી ગર્દેશ લેતાં જે આકારો પકડે તેઓને ખરનાં તેઓએ નિરદોષ પ્રાણીઓ વગેરેનાં નક્ષત્રરૂપો આપ્યાં છે. અવસ્તાના આકાશીઓ જેમ નીતિમાન તથા આત્મિક રોશ્નીના મવક્કલો છે તેમજ શારિરીક રોશ્નીના મવક્કલો તરીકે તેઓ આકાશી ગર્દેશ લેનારા યજદો છે વળી તેઓ તરફથી ઉતરતી કુદરતિ બક્ષેશો કંઇજ નહીં પણ તેઓની ગતિથી બાકી જગત ઉપર થતી અંદીઠ અસરો છે. એ બક્ષેશોનો આપણે લાભ લઇએ છીએ, અને તેને માટે કુદરતના ખાવંદ અહુરમજદનો આભાર માન્યે છીએ. અવસ્તાના મહાન કર્તાઓએ સેતારેશનાસીના ગુપ્ત ફીલ્સુફીનાં બીજો ખચીત વાવ્યાં હતાં અને તેમાં જો કે ખગોળનાં મૂળ તત્વો શિખવ્યાં હતાં, તોપણ પાછલા જમાનામાં આ ઉમદા શિક્ષણનું અંદરનું રહસ્ય ગુમ થયું હતુ. બલકે તેનું ખુન થયું હતું; અને તેણે મૂરતિઓ બનાવવા તથા તેને પૂજવાનું નલાયક રૂપ લીધું હતું. ધર્મનાં યજદોને આપેલાં પ્રાણી વગેરેનાં રૂપો શુ છે તે જો કે તેના ખરા આકારમાં આપણે જોઇ શકીએ છીએ કે, તેઓ કવિઓએ કલ્પેલી રાશિઓ યા નક્ષત્રરૂપો છે, તોપણ એ રોશ્નીજનક રૂપોની અસલ્યાત જલવાઈ રહી નહી અને તેણે ભૂતકાળમા પોતાનું અસલ સ્વરૂપ બદલી નાંખ્યું. તેણે જે નકલ્યાત નવું રૂપ લીધું તે પત્થરો કોરી કાઢેલાં પ્રાણીઓનાં બાવલાંઓ ઉભાં કરવાનું અને તેની પૂજા જારી કરવાનું હતું. એક તો ધર્મમાં યજદોને પ્રાણીઓના અલંકારિક નક્ષત્ર રૂપો અપાયલાં હતાં, બીજું એવાં ભેદી લખાણોના ભિતરમાં ઘણાં અમુલ્ય રત્નો છુપાયાં હતાં અને તેના બાહારના અર્થ ઉપર આધાર રહયો હતો. અને ત્રીજું, પરધર્મી પાડોશી પ્રજાઓમાં મનુષરૂપી મૂરતિઓ ઉભી થઈ હતી અને તેની પૂજા શરૂ થઈ હતી. એ મુજબ પાછલા ઇરાનીઓને બુતપરસ્તીના બાબમાં ગુમરાહ થવાનાં આ અને એવાંજ બીજાં સઘળાં સામટાં કારણો મળયાં હતાં.

આપણા આગલા આર્ય વડવાઓ કોતરકામના હુનરમાં કુશળ હતાજ નહીં પણ પાછલા ઇરાનીઓએ પરદેશી અને પરધર્મી પ્રજાઓ પાસે એ હુન્નરની તાલીમ લીધી હતી. ઇરાનીઓ હસ્તકૃત આકૃતિઓ બનાવવાનુ **એસીર્યન, ઇજીપશ્યન, બેબેલોન્યન** વગેરે પ્રજાઓથી બેશક શિખ્યા હતા અને એ ચિત્રો બીજી પ્રજાઓને જોકે મૂર્તીપૂજા તરફ લલચાવનારાં થઇ પડયાં હતાં તોપણ ઇરાનીઓએ તો પ્રથમ તેઓને આકાશી નુરમંદ હસ્તીઓની કારીગરીના નાદર નમુનાઓ તરીકેજ દુનિયાંની નજર આગળ ધર્યા હતા, કારણ કે ઇરાની બુદ્ધિ અવ્વલથીજ રોશનાઇની પિછાણ

૧ કીઆની પાદશાહ ગુશ્તાસ્પનો અમલ પુરો થવા પછી એક ઇરાની કાફલો બેબીલોન ઉપર હુમલો લઈ ગયા હતો, અને તેણે ખાલ્ડીઆ ઉપર જીત મેળવી ત્યાં બે સદી સુધી જરતોશતન જાયનશીનો શામેલ જરતોશતરોતેમો નામના આઠ વડા ધરમગુરૂઓએ હકુમત ભોગવેલી નામીથી તવારીખ નવીશ **બેરોસસ** કહ્યુ જાય છે અગર આએ તવારીખી નોંધ ભરૂસેદાર હોય તો અનુમાન કાઢી શકાય છે કે કીઆની રાજ્યની ઉથલ પાથલ પછી અને ઇરાન ઉપરના એસીરયન અમલ અગાઉ ખાલ્ડીઆમા જરતોશતી ઉલ્માઓએ ખગોળનું જ્ઞાન સંપાદન કીધું હતું અને તેનો યશ્તોના લખાણોમાં પાછળથી તેઓએ લાભ લીધો હતો. એક વખત ખાલ્ડીઆ ખગોળનું મધ્યબીંદુ હતું અને ત્યાંથીજ એસીરીયન, રોમન, ગ્રીશયન વગેરે મજહબોમાં તે પસરયું હતું. એ મુજબ એકતો ખાલ્ડીયનો ખગોળમાં ઘણા આગળ વધેલ હતા અને બીજું, આગલા મજદયશ્નની મજહબમાં આકાશી યજદોની પરસતેશથી તેઓ વાકેફગાર હતા. જેથી ...જુના મજદયશ્ની યજદોનું કેટલાકંઠ ખગોળના નવા વિચારો સાથે પાછું નવા મજહબમાં શામેલ કરી આપયું

કરનારી અને તેનેજ ગાન આપનારી હતી. ઇરાનીઓ હસ્તકૃત વસ્તુઓને ઈશ્વરનું માન આપતા નહીં હતા પણ આતશ અને બીજી કુદરતની હસ્તીઓજ તેઓનો પાક ઇશ્કો હતો. પ્રાણીઓ વગેરેના સુંદર બાવલાંઓ ઉભાં કરવાં અને તેની પૂજા કરવી એ બે તદન જુદી બાબદ છે. પહેલી હુનરમંદી જ્યારે આપણી પસંદગીને લાયક છે ત્યારે બીજી અધર્મી અને પરધર્મી રસમ પસંદ કરવા જોગ નથી. પરવનો અને મેહેલો ઉપર ઇરાની શિલ્પીઓએ ચિતારેલાં આએ મિશ્રરૂપો પુજાયા હતાં, આ એવાં રૂપો સાથની મૂર્તીઓ એબાદતગાહોમાં બેસાડી હતી, અને તેની પૂજા થઇ હતી એવો એકબી દાખલો જો કે તવારીખે નોંધેલો નથી. તોપણ આપણે ઘણા ખેદ સાથ જોઇએ છીએ કે પાછલા વખતમાં બે હખામની પાદશાહોએ એજ વરગના આકાશીઓ **મેહેર, અનાહિત** (આવાં) વગેરે યજદોની આકૃતિઓ એબાદતગાહોમાં ઉભી કીધી હતી અને તેની પૂજા થઇ હતી! આ આકૃતિઓ કેવી કીસમની હતી તેની વીગત તવારીખે આપણને પુરી પાડી નથી. **એસીર્યન** અને બીજી પ્રજાઓનું આ કોતરકામ મહેલો અને મંદિરોમાં ઈંટ ઉપર થયલુ હોવાથી તે જેટલું સહેલું થઇ પડયુ હતુ તેટલુંજ ઇરાનીઓ માટે મુસ્કેલ હતુ, કારણ કે તે પત્થર ઉપર થયુ હતુ. આવી મુસ્કેલીઓ વચ્ચે ઇરાનીઓએ પોતાના પાડોશી ઉસ્તાદોને કોતરકામના હુનરમા એક કદમ પાછળ હઠાવ્યા છે, તેઓના કળાવંત હાથોની મોહક ચિત્ર કળાએ મી० **રોલીનસન** અને બીજા યુરોપ્યન મુસાફરોના દીલ જીતી લીધા છે અને તેઓની વાજબી શાબાશી મેળવી છે.

## થોડાંક સ્વભાવિક કારણો.

હાથ ધરેલી બાબદના સેવટ ઉપર હવે આપણે આવીશુ અને હખામની વખતની બુતપરસ્તીની ઉત્પત્તિનુ મૂળ શોધવા ત્યાં થોડી જુસ્તેજુ કરીશુ. હખામની પાર્સીઓના બાદશાહી અમલમાં પત્થર ઉપરના કોતરકામના હુનરે જન્મ લીધો હતો અને તેને રાજ તરફનુ ઉત્તેજન મળવાથી તે ઘણો ખિલી નિકસ્યો હતો. આએ કોતરકામો બે તરેહના હતાં. પહેલુ પત્થર ઉપર લેખો કોતરવાનુ અને બીજુ નક્ષો ચિતારવાનુ હતુ. હખામની બાદશાહોએ રાજદ્વારી બનાવોના લેખો પત્થરની તખ્તીઓ ઉપર જાળવી રાખવાની દુરઅંદેશી વાપરી હતી. આએ હસ્ત લેખોનુ કોતરકામ પત્થર ઉપર થતુ હોવાથી તેની લિપીની સહેલાઈ માટે ઘણી સાદી આકૃતિઓ અથવા ચિન્હો મુકરર કીધાં હતાં અને તેણે એક ભાષાનુ રૂપ લીધુ હતુ જે **ખીલારોકી** ભાષાને નામે ઓળખાય છે. લેખોના આએ કોતરકામ સાથે એ વખતના કારીગરો પત્થરો ઉપર જે ચિતારો દોરવા શિખ્યા હતા તે વળી બે કીસમના હતા એક શુદ્ધ પ્રાણીઓના, જુદી જુદી વસ્તુઓના તથા રાજદ્વારી બનાવોના હતા, અને બીજા આકાશી બનાવોના અથવા આકાશવાસી યજદોના હતા. હખામની શિલ્પીઓએ ચિતારો દોરવા સાથે પ્રાણી વગેરેનાં બાવલાંઓબી ઉભા કરવાં માંડયાં, અને આએ ચિતારો તથા બાવલાંઓ બનાવવાના હુનરના એક પરિણામ તરીકે તેણે હવે પાછળથી આકાશવાસી યજદોની આકૃતિઓ ઉભી કરવા તરફ કુદરતિ વલણ લીધી. જેને હખામની અમલની શરૂઆતમાં પ્રથમ બે નામીચા પાદશાહો **કુરૂશ** અને **જર્કસીસથી** પુરતો આવકાર મળ્યો, અને લડાઇઓ વેળા **યજદોની પ્રતિમાઓ** બેસાડેલા **રથોનાં** સરઘસો નીકળવા લાગ્યાં, ત્યાંથી બુતપરસ્તીનાં બીગાડના પેહેલાં ઝેરી બીજો વવાયાં અને તેણે મુરતી પુજાની બદીનું રૂપ ધારણ કીધું. ત્યાં સુધી પાર્સી એબાદતગાહો આએ બદીથી નિરાળી હતી. પણ પાછળથી બીજી મુરતીપુજક પ્રજાઓનું જોઇને હવે તેમાંબી એ બદીનો સળો દાખલ થઇ તેની પાકી જગીને ભારે ખલલ પોહોંચાડી અને પાછલા બે હખામની પાદશાહો **અર્દશીરબીજા** અને **દારાબત્રીજાએ** જુદીજુદી એબાદતગાહોમાં જુદાજુદા યજદોની આકૃતીઓ બેસાડી તેની પુજા કરવાનો મારગ પોતાને તાબેની પ્રજાને ખુલ્લો કરી આપ્યો, જેથી દેશનો મોટો ભાગ એ બદીમાં ગીરફતાર થયો હતો. હખામની આખુ

મ પાક જરથોસ્તી મજબહના પાયાને એલજાંમ પહોંચાડનાર અને તેને મોટી ખેજાલત લગા- હતું. એ વંશના નામીચા પાદશાહોએ પોતાની સલતનતને ઘણી [illegible] હતી, તેઓએ

એકવાર **યુરોપ** અને **એશિયાને** પોતાના સવારીઓ લઈ જઈ ધ્રુજાવ્યાં હતા અને દુર પ્રદેશો સુધી પાર્સી નામની નોબત વજાડી હતી. તેઓએ પાર્સી નામની બોલબાલા બોલાવવા જર ખરચ્યું હતું, જોર વાપરયું હતું અને જેહેમત ઉઠાવી હતી. તેઓ પોતાની બહાદુરી અને બુદ્ધિ બળથી જો કે કીર્તીની ઉંચી ટોંચે ચઢયા હતા તોપણ તેઓની એ સઘળી નામના બુતપરસ્તીની બદી આગળ ઢંકાઈ ગઇ હતી. તેઓની ઝળકતી કારકીર્દીની તવારીખના હસ્ત લેખો જોકે પર્વતોમાં પથ્થરની તખ્તીઓ ઉપર મોજુદ હતા, તેઓની અધુરી તવારીખ **યુનાની, યાહુદી** અને બીજી પ્રજાઓમાં જળવાયલી હતી અને તેઓની પાછળ શાહનશાહત ભોગવી ગયલા **સાસાની** અમલના મોટા પાર્સી પાદશાહોએ બાપીકા મજહબ અને પોતાના કીરતિવંત નિયાંગાનોની તવારીખનો સંગ્રહ કરવા પાછળ રંજ ખેંચી, ગંજ ખર્ચી અને બળ વાપરી પુરો પ્રયત્ન કીધો હતો, અને તોપણ જાણીબુજીને કે અજાણપણે હખામની નિયાગાનો વિશે તેઓ તદન બેદરકાર અને બેપરવાહ રહ્યા હતા' તેઓની જે અખંડ કીરતિ આજે દુનિયાની રોશની જોવા પામી છે તે સહાસિક યુરોપ્યન મુસાફરોના અથાગ શ્રમને એકલી આભારી છે જેથી આ નહીં ભુલી શકાય એવી પશ્ચિમના આ કદરદાન સહાસિકો તરફની માનની ઉંડી લાગણી પાંર્સી એહેશાનમંદ જીગરોમાં સદા કોતરાઇ રેહેશે. ખરૂં છે કે હખામનીઓની મૂરતિઓ બનાવવા અને તેને પાય પડવાની મોટી તકસીરનો કશોબી બચાવ નથી, તો પણ ઈન્સાફને ખાતર કહેવું જોઇએ કે તેઓના આ ભુલ ભરેલાં પગલાં સિવાય બીજી રીતે તેઓ એક સાચા જરતોસ્તી હતા. એ મુજબ બુતપરસ્તીની આ બદી **ઇ૦ સ૦ પૂર્વે ૫૫૮** પછી અને શરૂ આતના હખામની અમલ સાથે દ.૩ થઇ હતી, એજ અમલના પાછલા વખતમા **ઇ૦ સ૦ પુ૦ ૪૦૪** પછી તે ઓહોળો ફેલાવો પામી હતી અને આખરે **ઇ૦ સ૦ ૨૨૬** મા સાસાની અમલના બરપા થવા સાથે તે નાપેદ થઈ હતી.

આએ છેલ્લો **સાસાની** અમલ ભુતકાળના એક સારા વખતની ગવાહી આપે છે. નામવર **અર્દશીરબાબકાંને** પોતાને તાબેની પાર્સી પ્રજાના સુધારા—વધારાની મહાન યોજના યોજી હતી અને તેને પોતાની સત્તા અને હકુમતના બળથી હારપાડી આપી હતી. પ્રથમ તેણે બાપીકા મજહબમાથી બુતપરસ્તી અને બીજા બિગાડાના બીજો વીણી કાઢી તેને ખાલેસી આપવાની ધરખમ કોશેશ કીધી હતી અને વિધા—હુનરને ઉત્તેજન આપીને તથા તેને ખેડવા અને ખિલવાવ આરગ દેખાડીને પ્રજાને અજ્ઞાનપણાંના અંધકારમાંથી બચાની લીધી હતી. રાજ્ય—ધર્મના આ સુધારા—વધારાના પરિણામની યાદગારી દાખલ તેણે **આતશબેહેરામના** જાહેર કિબ્લાઓ બરપા કીધા હતા, અને નવાનવાં સંસ્થાનો વસાવ્યાં હતા. આએ કિબ્લાઓ બરપા કરવામાં આએ નામવરે બેવડી અને ત્રેવડી મકસદ જાળવેલી જણાયછે. એકતો એકજ રાજ્ય અને એકજ ધરમની બાંહેધરી હેઠળ મુકી ઇરાની સલતનતને એકત્ર કરવી, બીજું પ્રજાને બુતપરસ્તી અને બીજા ભુલભરેલા મારગોથી ફેરવીને અને મહેજબના પાધરા મારગ ઉપર મુકી આપીને તેને ધર્મી બનાવવી અને ત્રીજું અધર્મીપણાં અને આજ્ઞાનપણાંના અધંકારમાંથી છોડવી તેને ધરમ અને વિધાની રોશ્ની દેખાડવી. અને એજ રોશ્નીની ઇધાંણી દાખલ **આતશ** જે શરિરીક, નીતિમાન, અને અતિમક અંધકાર દુર કરનાર રોશ્નીનું પ્રગટ રૂપ છે તેના જાહેર કિબ્લાઓ પ્રજા સન્મુખ ઉભા કીધા હતા. એ મુજબ આતશ, આફતાબ અને બીજા રોશન કિબ્લાઓ તેના ભાવિકોને એક હાથપર ધારમિક શિક્ષણ આપે છે. અને બીજા હાથપર અજ્ઞાનતા દુર કરી વિધા—હુનરથી મગજને રોશન રાખવા શિખવે છે. આતશ અને [illegible] કુદરતની [illegible]ંદ વસ્તુઓનો કિબ્લો કરવાનો પુરાતન પાર્સી તરીકો છે પણ કોઇબી [illegible] ને કિબ [illegible]ારમિક માન આપવું એ જરતોસ્તી [illegible] [illegible] [illegible]રેલું છે.

**તમામ.**